Surat.

( હજુ સુધી આવા મીનીંગ કોઇપણ છપાયા નથી. )

A

# COMPLETE GLOSSARY

OF

ALL THE WORDS AND PHRASES

OCCURRING IN

# NEW INDIAN EMPIRE READERS

# NO. II.

KARSANDAS NARANDAS & SONS.

Book-sellers & Publishers.

Nanavat, SURAT.

R.N. 116

19 AUG 1929

1929.

Price 8 Annas.

૨૮૨૨

પાઠ ૧ લો.

Tea ( ટિ ) ચા.
Shr ( શ્ર )
Shrub (શ્રબ) નાનો છોડ.
Ant (ઍન્ટ) કીડી.
Plant (પ્લૅન્ટ) છોડ.
Or (ઑાર) અથવા.
World (ઉવર્લ્ડ) દુનિયા
A box (એ
Boxes (
A leaf (એ લીફ) ...
Leaves (લીવ્ઝ) પાંદડાં.
To dry ( ટુ ડ્રાઇ ) સુકવવું; સુકાવું.
Dried (ડ્રાઇડ) સુકવેલાં; સુકાએલાં.
To grow ( ટુ ગ્રો ) ઉગવું; ઉગાડવું.
Grown (ગ્રોન) ઉગેલા; ઉગાડેલા.
Picture (પિક્ચર) ચિત્ર.
The tea plant=ચાનો છોડ.
In which (ઇન ઉવિચ) જેમાં.
Tea plants are grown= ચાના છોડ ઉગાડવામાં આવે છે.
A field is called (એ ફીલ્ડ ઇઝ કૉલ્ડ) ખેતર કહેવાય છે.
Garden (ગાર્ડન) બગીચો.
Those women (ધોઝ ઉવિમેન) પેલી સ્ત્રીઓ.
They are picking=તેઓ ચુંટે છે.
They are putting them= તેઓ તેમને મૂકે છે.
Baskets (બાસ્કેટ્સ) ટોપલીઓ.
... other end of ... field ( ઍટ ધિ અધર એન્ડ ઑાફ ધ ફીલ્ડ) તે ખેતરને બીજે છેડે.
An end (ઍન એન્ડ) છેડો.
Full (ફુલ) ભરેલી.
Workers ( ઉવર્કર્સ ) મજુરો; કામ કરનારાઓ.
To take (ટુ ટેઇક) લઇ જવું.
The leaves are dried= તે પાંદડાં સુકવવામાં આવે છે.
They are packed (ધે આર પૅક્ડ) તે પેક કરવામાં આવે છે; તે દાબી દાબીને ભરવામાં આવે છે.
Are sent (આર સેન્ટ) મોકલવામાં આવે છે.

Parts (પાર્ટ્સ) ભાગો.
Tea grows=ચા ઉગે છે.
On the hills (ઑન ધ હિલ્સ) ટેકરીઓ પર.
It is too hot for it... plains=મેદાનોમાં એટલી ગરમી પડે છે કે તે ઉગી શકે નહિ.
Plains (પ્લેઇન્સ) મેદાનો.
On the side of a hill= ટેકરીની બાજુએ.
The land slope. ... સ્લોપ્સ) જમીન ઢાળ પડતે.
To the right=જમણી તરફ.

---

પાઠ ૨ જો.

A palace (એ પૅલેસ) મહેલ.
Out (અન્ટ)
Front (ફ્રન્ટ) આગલો ભાગ.
Igh (આઇ)
Lighted (લાઇટેડ) સળગાવી; સળગાવ્યા.
Rajah (રાજા) રાજા.
Gate-way (ગેઇટ વે) દરવાજો.
Through ( થ્રુ ) માંથી.
Called a palace ( કૉલ્ડ એ પૅલેસ ) મહેલ કહેવાતા.
On the next page (ઑન ધ નેક્સ્ટ પેઇજ ) આ પછીના પાનાપર.
Jeypore (જયપોર) રજપુતાનામાં એક દેશી રાજ્ય છે.
Men are passing=માણસો પસાર થાય છે.
Some (સમ) કેટલાક.
To go into the palace= મહેલમાં દાખલ થવું-જવું.
... of it=તેમાંથી

... side ( ઇચ સાઇડ ) દરેક બાજુ.
A lamp (એ લૅમ્પ) ફાનસ.
It gets dark=અંધારૂં થાય છે.
These lamps are lighted= આ ફાનસો સળગાવવામાં આવે છે.
Way (વે) રસ્તો.
In front of the gateway= દરવાજાના આગલા ભાગમાં.
Part of the palace=તે મહેલનો (અમુક) ભાગ.
Through this gateway (થ્રુ ધિસ ગેઇટ વે) આ દરવાજામાંથી.

---

## પાઠ ૩ જો.

A soldier (એ સોલ્જર) સિપાઇ (લશ્કરમાંનો).

Ance ( ઍન્સ )

Lance (લૅન્સ) ભાલો.

Ear ( એર ) [ 'ear' નો ખરો ઉચ્ચાર 'ઇઅર' થાય છે. ]

To wear (ટુ વેર) પહેરવું.

Ai ( એઇ )

Waist (વેઇસ્ટ) કમર.

An army (ઍન આર્મિ) લશ્કર.

Almost (ઑાલ્મોસ્ટ)ઘણું ખરૂં.

Turban (ટર્બન) પાઘડી.

Across (અક્રૉસ) આરપાર; એક છેડેથી બીજે છેડે.

To carry (ટુ કૅરિ) લઇ જવું.

Sword (સોર્ડ) તરવાર.

Because (બિકૉઝ) કારણકે.

Our (અવર) આપણો.

A lancer (એ લૅન્સર) ભાલાવાળો (સિપાઇ).

Because he carries......a lancer=તે ભાલો લઇ જાય છે —રાખે છે—તેથી તે ભાલાવાળો કહેવાય છે.

Spear (સ્પીઅર) ભાલો.

Which he is holding (વિચ હિ ઇઝ હોલ્ડિંગ) જે તે પકડી રાખે છે.

In his right hand=તેના જમણા હાથમાં.

That long spear is his lance=છેડે અણીવાળી પેલી લાંબી લાકડી તેનો ભાલો છે.

A lancer wears=ભાલાવાળો (સિપાઇ) પહેરે છે.

Boots ( બૂટ્સ ) ઘુંટીની ઉપર આવે તેવા જોડા; બૂટ.

Thighs (થાઇઝ) જાંગ (બંને).

Which reach almost to his thighs=જે લગભગ તેની જાંગ સુધી પહોંચે છે.

Breast (બ્રેસ્ટ) છાતી; ગળાથી પેટ સુધીનો ભાગ.

Broad (બ્રૉડ) પહોળો.

Belt (બેલ્ટ) પટો.

Round his waist=તેની કમરની આસપાસ.

A sash ( એ સૅશ ) કપડાનો સુશોભિત પટો.

Hanging (હૅન્ગિંગ) લટકતી.

A helmet (એ હેલ્મેટ) લડવૈયાના માથાનો ટોપ.

## પાઠ ૪ થો.

The cheetah (ધ ચિતા) ચિત્તો; વાઘને મળતું પ્રાણી.
Jungle (જન્ગલ) વન.
Forward (ફૉરવર્ડ) આગળ.
Backward (બૅકવર્ડ) પાછળ.
Sometimes (સમટાઇમ્સ) કોઇ કોઇવાર.
To use (ટુ યુઝ) વાપરવું.
Used (યુઝડ) વપરાયેલા.
Caught (કૉટ) પકડયો.
Eyes (આઇઝ) આંખો.
Deer (ડીયર) હરણ. (બંને વચનમાં આજ શબ્દ વપરાય છે.)
Young (યન્ગ) નાનો; જુવાન.
Fierce (ફીઅસ) વિકરાળ; ઝનુની.
Often (ઑફ્ન) વારંવાર.
Loses (લુઝિઝ) ગુમાવે છે; ખોઇ નાખે છે.
Like a very big cat=ઘણી મોટી બિલાડી જેવો.
A beast (એ બીસ્ટ) પશુ; ચોપગું પ્રાણી.
It can be tamed=તે પાળી શકાય છે.
To tame=પાળવું.
Tame cheetahs are used =પાળેલા ચિત્તા વપરાય છે.
For hunting=શિકાર કરવા માટે.
The man whom you see=જે માણસને તમે જુઓ છો તે માણસ.
To hunt=શિકાર કરવા.
A piece of cloth (એ પીસ ઑફ્ ક્લૉથ) કપડાનો કકડો.
Tied (ટાઇડ) બાંધેલો.
Tied over its eyes=તેની આંખોપર બાંધેલો.
To untie (ટુ અનટાઇ) છોડી નાખવું.
To spring (ટુ સ્પ્રિન્ગ) કુદવું; ફાળ મારવી.
To chase (ટુ ચેઇઝ) ની પાછળ પડવું; નો શિકાર કરવો.
The cheetah will chase the deer=તે ચિત્તો પેલા હરણની પાછળ પડશે.
The deer runs too fast for it to catch it=હરણ એટલી બધી ઝડપથી દોડે છે કે તે (ચિત્તો) તેને પકડી શકતો નથી.
The deer gets away=હરણ ચાલ્યું જાય છે.

### પાઠ ૫ મો.

I wish (આઇ ઉવિશ) હું ઇચ્છું છું.

Himself (હિમસેલ્ફ) પોતાને; પોતાની જાતને.

Happy (હૅપિ) સુખી,

Content (કન્ટેન્ટ) સંતોષી.

Every one (એવરિ વન) દરેક જણ.

To hear (ટુ હીયર) સાંભળવું.

Heard (હર્ડ) સાંભળ્યું; સાંભળેલું.

Went (ઉવેન્ટ) ગયો.

Done (ડન) કરેલું.

All day long=આખો દિવસ.

Day by day=દિવસે દિવસે; દરરોજ.

Shall (શૅલ) ભવિષ્યકાળની નિશાની.

Should (શુડ) 'શૅલ'નું ભૂતકાળનું રૂપ છે.

Will (ઉવિલ) ભવિષ્યકાળની નિશાની.

Would (ઉવુડ) 'ઉવિલ'નું ભૂતકાળનું રૂપ છે.

Can (કૅન) શકવું.

Could (કુડ) શકયો-'કૅન' નું ભૂતકાળનું રૂપ છે.

To tire (ટુ ટાયર) થકવી નાંખવું; થાકી જવું.

Tired (ટાયર્ડ) થાકી ગયેલો.

A tank (એ ટૅન્ક) તળાવ.

He saw (હિ સૅા) તેણે જોયું.

A fish=એક માછલી-લું.

I could live=હું રહી શકું.

I should not......I am now=તો હું હમણાં જેટલો તાપથી તપી જાઉં છું તેટલો ન તપી જાઉં.

He would not look=તે જોતો નહિ; તેણે જોયું નહિ.

He shut his eyes=તેણે પોતાની આંખો બંધ કરી.

He lay down=તે પડી રહ્યો.

To lie down=પડી રહેવું.

By and by (બાય ઍન્ડ બાય) થોડીવાર પછી; ધીમે ધીમે.

He heard the fish say=તેણે માછલીને કહેતાં સાંભળી.

Oh (ઓહ) અરે.

I could lie down=હું પડી રહી શકું.

Fresh (ફ્રેશ) તાજું.

It does look so nice and warm out there=તે જગા ખચિત બહુ સુંદર અને હુંફાળી દેખાય છે.

Got up=ઊઠયો.

As he went=જ્યારે તે ગયો ત્યારે.

I could play=હું રમી શકું.

What a happy life he lives=તે કેવી સુખી જીંદગી ગાળે છે.

Life (લાઇફ) જીંદગી; જીવન.

I am making (આઈ ઍમ મેઇકિંગ) હું (હમણાં) બનાવું છું.

Wings (ઉવિન્ગ્ઝ) પાંખો.

So tired (સો ટાયર્ડ) બહુ થાકી ગયેલી.

To and fro (ટુ ઍન્ડ ફ્રો) આમ તેમ; અહીંથી તહીં.

I must bring=મારે લાવવું જોઇએ.

Wool (ઉવુલ) ઊન.

Till (ટિલ) જ્યાંસુધી.

Till my work is done=જ્યાંસુધી મારૂં કામ પુરૂં થાય ત્યાંસુધી.

As the dog went home=જ્યારે કુતરો ઘેર ગયો.

Both envy me (બોથ એન્વિ મિ) બંને મારી અદેખાઇ કરેછે.

To envy (ટુ એન્વિ) અદેખાઇ કરવી.

Lot (લૉટ) નસીબ.

I will be content with my lot=મને જે કંઇ મળે તે વડે હું સંતોષથી રહીશ.

Everyone has something good=દરેક જણ પાસે કંઇ સારી ચીજ હોય છે.

---

### પાઠ ૬ ઠો.

My place (માઇ પ્લેઇસ) મારી જગા.

Part (પાર્ટ) ભાગ.

To build (ટુ બિલ્ડ) બાંધવું.

Built (બિલ્ટ) બાંધ્યું.

To serve (ટુ સર્વ) પીરસવું.

Served (સર્વ્ડ) પીરસ્યું.

Why (ઉવ્હાય) શા માટે ?

Ready (રેડિ) તૈયાર.

Bough (બાઉ) ઝાડની ડાળી.

For two years=બે વરસ સુધી.

She had built=તેણે બાંધ્યો હતો.
The same bough=તેજ ડાળી.
The third year=ત્રીજે વરસે
On what she called her bough=જેને તે પોતાની ડાળી કહેતી હતી તેના પર.
Beak (બીક) ચાંચ.
The younger one=(વધારે) નાનું પક્ષી.
You must not (come)= તમારે આવવું જોઇએ નહિ.
Mine=મારી.
Spring (સ્પ્રિંગ) વસંત ઋતુ.
I was here first this spring=આ વસંત ઋતુમાં હું અહીં પહેલું (આવ્યું) હતું.
You have only just come =તું માત્ર હમણાંજ આવ્યું છે.
What I have done=મેં જે કર્યું છે તે.
Showed (શોડ) દેખાડયાં.
That she had made ready =જે તેણે તૈયાર કર્યાં હતા.
I had this tree first=આ ઝાડપર હું પહેલું આવ્યું હતું.
I have had it two years= હું તેપર બે વરસથી આવું છું; બે વરસથી તે મારૂં છે.
I find you=હું તને જોઉં છું.
To stay (ટુ સ્ટે) થોડી મુદ્દત માટે રહેવું.
I mean (આઇ મીન) હું ઇરાદો રાખું છું.
First come first served= જે વહેલો આવે તેને પહેલું પીરસાય; વહેલો તે પહેલો.
Rage (રેઇજ) ગુસ્સો.
That is what I say=હું તેજ કહું છું.

---

## પાઠ ૭ મો.

To try (ટુ ટ્રાઇ) યત્ન કરવો; કોશિશ કરવી.
Tried (ટ્રાઇડ) યત્ન કર્યો.
To cry (ટુ ક્રાઇ) બુમ પાડવી; મોટેથી બોલવું.
Flew (ફ્લ્યુ) ઉડી ગયું.
To lie (ટુ લાઇ) પડી રહેવું.
Lay (લે) પડી રહી.
Ate (એટ) ખાધું.
To spring (ટુ સ્પ્રિન્ગ) કુદવું.
Air (ઍર) હવા; પવન.
Fair (ફૅર) વ્યાજબી.

Ear (ઍર)
To tear (ટુ ટૅર) ફાડવું; ચીરવું.
Noise (નૉઇઝ) ઘોંઘાટ.
Voice (વૉઇસ) અવાજ.
Rough voice (રફ વૉઇસ) કઠોર અવાજ.
Close (ક્લોઝ) પાસે; નજીક.
To give a peck (ટુ ગિવ એ પેક) ચાંચ ભોંકવી.
The young one flew at her=તે નાના પક્ષીએ તેના પર હુમલો કર્યો.
Fight (ફાઇટ) લડાઇ.
They had a great fight=તેઓ બહુ લડયા.
Each one=દરેક જણ.
Cried out=બોલી ઉઠયું.
In the sun=તડકામાં.
What a noise !=કેટલો ઘોંઘાટ !
What is the matter (હ્વૉટ ઇઝ ધ મૅટર) શું થયું છે.
Softly (સૉફ્ટલિ) ધીમેથી.
She went softly along=તે ધીમેથી આગળ ગઇ.
She heard (શિ હર્ડ) તેણે સાંભળ્યું.

What the two birds said=તે બે પક્ષીઓએ જે કહ્યું તે.
They were too angry to see her=તેઓ એટલા બધા ગુસ્સે થયા–લડતા–હતા કે તેઓએ તેને જોઈ નહિ.
Close to them=તેમની નજીકમાં.
You cannot both have the place=તમને બંનેને તે જગા મળી શકે નહિ.
Front paws (ફ્રન્ટ પૉઝ) આગલા પંજા.
In each of her front paws=પોતાના આગલા દરેક પંજામાં.
You were too late this year=આ વરસે જોઇએ તે કરતાં તું વધારે મોડું હતું; આ વરસે તું એટલું બધું મોડું આવ્યું છે કે તને તે જગા મળી શકે નહિ.
Cross (ક્રૉસ) લડકણું.
You fight (યુ ફાઇટ) તું લડે છે.
I cannot let you live=હું તને જીવવા દઇ શકું નહિ.

Ate her up=તેને ખાઇ ગઇ.
Nor is it your place= અને તે જગા તમારી નથી.
The old bird had it= ઘરડું પક્ષી ત્યાં રહેતું હતું.
Fair (ફૅર) પ્રમાણિક.
At all (ઍટ ઑાલ) બિલકુલ.
You have not been=તું (થયું) નથી.
There is an end of that=તેનો છેડો આવ્યો છે.

---

## પાઠ ૮ મો.

Benares (બિનારસ) કાશી અથવા બનારસ; હિંદુઓનું જાત્રાનું ધામ.
Ast (આસ્ટ)
Past (પાસ્ટ) આગળ થઇને.
Ow (ઓ)
To flow (ટુ ફ્લો) વહેવું.
Ant (ઑાન્ટ)
They want (ધે ઉવૉન્ટ) તેઓ માગે છે; તેઓ ઇચ્છે છે.
Ear (અર)
To learn (ટુ લર્ન) શીખવું.
Learned (લર્નેડ) વિદ્વાન; ભણેલા.
The Ganges (ધ ગૅન્જીઝ) ગંગા નદી.
City (સિટિ) શહેર.
Holy (હોલિ) પવિત્ર.
Brought (બ્રૉટ) લાવ્યા; આણ્યા.
Beautiful (બ્યૂટિફુલ) સુંદર.
Friends (ફ્રેન્ડ્ઝ) મિત્રો.
Listen (લિસન) ધ્યાન દઇને સાંભળો.
Indian boy=હિંદી છોકરો.
Every Indian...Benares =હિંદુસ્તાનના દરેક છોકરાએ કાશી શહેર વિષે સાંભળ્યું છે.
Perhaps (પરહૅપ્સ) કદાચ.
Some of you boys=તમારા માંના કેટલાક છોકરા.
Have been=જઇ આવ્યા છો.
The big River......city= મોટી ગંગા નદી આ મોટા શહેર આગળ થઇને વહે છે.
Ghats (ઘાટ્સ) ઓવારા; ઘાટ.
A lot of men (એ લૉટ ઑફ મેન) પુષ્કળ માણસો.
Steps (સ્ટેપ્સ) પગથીયાં.
Why are these...river? આ માણસો પગથીયાં ઉતરીને નદી તરફ શા માટે જાય છે?

Hindus (હિન્દુઝ) હિંદુલોકો.
To think (ટુ થિંક) ધારવું.
They bathe (ધે બેધ) તેઓ નાહે છે.
Some good thing will come to them=તેમનું કંઇ ભલું થશે.
From all parts of India =હિંદુસ્તાનના બધા ભાગમાંથી.
Many old men.........to Benares=ઘણા ઘરડા સ્ત્રી પુરૂષો પોતાના મિત્રોથી કાશી લાવવામાં આવે છે; ઘણા વૃદ્ધ સ્ત્રીપુરૂષોને તેમના મિત્રો કાશીએ લાવે છે.
To spend their last days (ટુ સ્પેન્ડ ધેર લાસ્ટ ડેઝ) તેમના છેલ્લા—આખરના-દિવસો ગાળવાને.
Look closely=બારીકીથી જુઓ.
On the left side=ડાબી બાજુએ.
Many Rajahs have built =ઘણા રાજાઓએ બાંધ્યા છે.
Tents (ટેન્ટ્સ) તંબુઓ.
To listen to learned men who talk to them=જે વિદ્વાન માણસો તેમની સાથે વાત કરે તેમને ધ્યાન દઇને સાંભળવા માટે.
Just=હમણાં.
At the foot of the steps =પગથીયાને છેક નીચે.
Men are stepping down into the river=માણસો નદીમાં ઉતરે છે.
Have you ever been to Benares ?=તમે કદી કાશી ગયા છો ?

---

### પાઠ ૯ મો.

Self-help (સેલ્ફ હેલ્પ) જાત મહેનત; સ્વાશ્રય.
Ure (યુર)
Sure (શ્યુર) ખાતરીવાળા.
Be sure (બિ શ્યુર) ખાતરી રાખો; નક્કી કરો.
Are (ઍર)
To dare (ટુ ડૅર) હિંમત કરવી.
While (હ્વાઇલ) જ્યારે.
To find (ટુ ફાઇન્ડ) શોધવું.
Found (ફાઉન્ડ) શોધ્યું.
To wait (ટુ વેઇટ) રાહ જોવી.

To pass (ટુ પાસ) પસાર થવું; વીતી જવું.

To come to nothing= ફોગટ જવા.

Unkind (અનકાઇન્ડ) દયા વગરના; નિર્દય.

Keep your ears open (કીપ યૉર ઇઅર્સ ઓપન) તમારા કાન ખુલ્લા રાખજો; ધ્યાન દઇને સાંભળજો.

He has made up his mind=તેણે નિશ્ચય કર્યો છે.

To morrow (ટુ મૉરો) આવતી કાલે.

Afraid=બીધેલા.

Wrong=ખોટા; ભૂલ ભરેલા.

Once (ઉવન્સ) એકવાર.

A bird had made=એક પક્ષીએ બનાવ્યો હતો.

Corn (કૉર્ન) અનાજ.

In a field of growing corn =અનાજ ઉગેલા એક ખેતરમાં.

Young ones=બચ્ચાં.

Fright (ફ્રાઇટ) બીક.

She found.........great fright=તેણીએ પોતાનાં બચ્ચાંને ઘણા ગભરાએલાં જોયાં.

We heard the farmer talking=અમે ખેડુતને વાત કરતો સાંભળ્યો.

The corn is now so ripe= અનાજ હવે એવું પાકી ગયું છે.

I will send for my friends=હું મારા મિત્રોને તેડાવીશ.

To send for=તેડાવવું; બોલાવવું.

Do not be afraid=બીશો નહિ; ગભરાશો નહિ.

The farmer waits for his friends=ખેડુત પોતાના મિત્રોની રાહ જુએ છે.

It was just as she said= જેમ તેણે કહ્યું હતું તેમજ બન્યું.

A good may days=ઘણા દિવસો.

Still=છતાં.

The corn was not cut= અનાજ કપાયું નહોતું; કાપણી થઇ નહોતી.

We will not wait any longer=આપણે હવે વધારે વખત રાહ જોશું નહિ.

Friends of ours=આપણા મિત્રો.

They went on=તેઓએ (કહેવાનું) જારી રાખ્યું.

His words will........as before=અગાઉની માફક તેના શબ્દોનું કંઇ પરિણામ આવશે નહિ.

As before ( ઍઝ બિફોર ) અગાઉની માફક.

You are wrong=તમારી ભૂલ છે; તમે ખોટા છો.

We dare not (to) stay here any longer=આપણે અહીં વધારે વખત રહેવાની હિંમત કરી શકીએ નહિ.

The corn will be cut quickly=અનાજ ઝડપથી કપાશે

Now that he has......it himself=હવે તેણે પોતે તે કાપવાનો નિશ્ચય કર્યો છે તેથી.

We must be off=આપણે નાસી જવું જોઇએ.

---

### પાઠ ૧૦ મો.

The post (ધ પોસ્ટ) ટપાલ.

Ost (ઑસ્ટ)

To cost (ટુ કૉસ્ટ) ની કીંમત બેસવી.

Ost (ઓસ્ટ)

Own (ઓન) પોતાનું.

Thrown (થ્રોન) ફેંકી દીધેલું.

Own (આઉન)

Town (ટાઉન) નાનું શહેર.

Ove (ઉવ)

To move ( ટુ મુવ ) ચાલવું; ખસવું.

Are (ઍર)

Share (શૅર) ભાગ; હિસ્સો.

Cle (કલ)

Uncle (અન્કલ) કાકા.

Ea (ઍ)

Heavy (હેવિ) ભારે; વજનદાર.

Place (પ્લેઇસ) જગા.

To charge (ટુ ચાર્જ) ની પાસે ફી લેવી; કર લેવો.

Charges (ચાર્જીઝ) ફી લે છે; કર લે છે; ફી.

To pay (ટુ પે) પૈસા આપવા.

Money (મનિ) પૈસા; નાણું.

Cawnpore (કાનપોર) સંયુક્ત પ્રાંતોમાં આવેલું શહેર છે.

As soon as=જેવા...તેવા.

So long as=જ્યાંસુધી...ત્યાંસુધી.

Nothing but=સિવાય કંઇ નહિ.

The day before=આગલે દિવસે.

Spread out (સ્પ્રેડ આઉટ) પાથરે છે; પાથર્યાં.

Just now (જસ્ટ નાઉ) હમણાં.

Office (ઑફિસ) ઑફિસ.

Wages (વેઇજીઝ) પગાર (હલકા નોકરોનો); મજુરી.

Country (કન્ટ્રિ) દેશ.

To buy (ટુ બાય) ખરીદવું; વેચાતું લેવું.

I have posted your letter=મેં તમારો કાગળ ટપાલમાં નાખ્યો છે.

As soon as he got home =જેવો તે ઘેર પહોંચ્યો કે તરતજ.

Stamp (સ્ટૅમ્પ) ટીકીટ (ટપાલની)

I did (put the stamp on)=મેં તેનાપર ટીકીટ ચોડી હતી.

On every letter we send =આપણે મોકલીએ તે દરેક કાગળપર.

We have paid for the letter to be taken away= કાગળ લઇ જવાને માટે આપણે પૈસા આપ્યા છે.

It costs much money (ઇટ કૉસ્ટ્સ મચ મનિ) ઘણા પૈસા બેસે છે.

To pay the postmen's wages=ટપાલીઓનો પગાર આપવામાં.

Postmen (પોસ્ટમેન) ટપાલીઓ; કાગળ વહેંચનારા.

By rail (બાય રેઇલ) રેલ્વે (આગગાડી) મારફત; રેલ્વે રસ્તે.

Rail (રેઇલ) લોખંડનો પાટો; રેલ્વે; આગગાડી.

We each pay our share of this=આપણે દરેક આમાં આપણો ભાગ આપીએ છીએ.

Will the letter.........by train?=મેં જે કાગળ હમણાં ટપાલમાં નાખ્યો તે આગગાડી મારફત જશે?

Train (ટ્રેઇન) ગાડી; આગગાડી.

Vans (વાન્ઝ) ડબ્બા; ગાડી.

Nothing but bags of letters are put=ટપાલના કાગળના કોથળા સિવાય કંઇ મુકવામાં આવતું નથી.

To sort the letters (ટુ સૉર્ટ ધ લેટર્સ) કાગળો (ગામ પ્રમાણે) જુદા પાડવા.

As the train is moving forward=જ્યારે આગગાડી આગળ ચાલે છે ત્યારે.

What do the men do with these bags ?=તે માણસો આ કોથળાઓનું શું કરે છે ?

The bag is thrown out =કોથળો બહાર ફેંકવામાં આવે છે.

More letters are...other places=બીજી જગાઓએ લઇ જવા માટે બીજા કાગળો અંદર લેવામાં આવે છે.

To the right people=ખરા (યોગ્ય) માણસોને.

Postmen meet the trains ( પોસ્ટમેન મીટ ધ ટ્રેઇન્સ ) ટપાલીઓ આગગાડીપર જાય છે.

They meet=તેમને મળે છે.

The letters are spread out=કાગળો પાથરવામાં આવે છે.

The letters are marked (ધ લેટર્સ આર માર્ક્ડ) કાગળો પર નિશાની કરવામાં ( છાપ મારવામાં) આવે છે.

They are put in order= તેઓને ક્રમ પ્રમાણે મુકવામાં આવે છે.

Very many miles away =ઘણા માઇલ દૂર.

The day before=આગલે દિવસે.

The same kind of stamp =એકજ જાતની ટીકીટ.

A one anna one=એક આનાવાળી ટીકીટ.

Why does......only an anna ?=કાકાના કાગળનો એકજ આનો કેમ બેસે છે ?

Much nearer=ઘણું વધારે નજીક.

She lives much...uncle does (lives)=કાકા રહે છે તેના કરતાં તે આપણી બહુ નજીકમાં રહે છે.

It does not matter=તેનો કંઇ હિસાબ નથી.

How far=કેટલે દૂર.

The post office charges =ટપાલ ઑફિસ ફી લે છે.

The post office charges ...the next town=છેક પાસેના ગામમાં લઇ જવા માટે ટપાલ ઑફિસ જેટલા પૈસા લે છે તેટલાજ પૈસા તે ઘણા માઇલ (ઘણે દૂર) લઇ જવા માટે લે છે.

So long as=જ્યાં સુધી...ત્યાં સુધી.

The letter is not too heavy=કાગળ હદ કરતાં વધારે ભારે ન હોય.

An anna stamp will pay for it=તેને માટેની ફી એક આનાની ટીકીટ આપશે-તેને માટે એક આનાની ટીકીટ ચાલશે.

---

## પાઠ ૧૧ મો.

Of course (ઑફ કોર્સ) અલબત.

Ea ( ઇ )

Beast (બીસ્ટ) પશુ; ચોપગું પ્રાણી.

Least (લીસ્ટ) સૌથી ઓછું-થોડું.

Lives (લાઇવ્ઝ) જીંદગીઓ.

Bootlace ( બૂટ લેઇસ ) બૂટને બાંધવાની દોરી.

One another=એક બીજા.

At all=બિલકુલ.

At least=ઓછામાં ઓછું; વધારે નહિ તો.

Doubt (ડાઉટ) શક.

Fruit (ફ્રૂટ) ફળ.

Wolf (ઉવુલ્ફ) વરૂ.

Wood (ઉવુડ) જંગલ.

Wild (ઉવાઇલ્ડ) જંગલી.

There once lay a man's boot=ત્યાં એક વખત કોઇ માણસનો બુટ પડયો હતો.

I cannot say=હું કહી શકતો નથી.

No man had been there=કોઇ માણસ ત્યાં ગયું નહોતું.

At least the beasts...... their lives=(બીજાઓએ કદી જોયો હોય પણ) તે પશુઓએ તો તેમની આખી જીંદગીમાં માણસનો બુટ (મોટો જોડો) જોયે નહોતો.

They all came round=તેઓ બધા એકઠા થયા.

Such a thing=આવી ચીજ.

They were all quite sure=તેમની બધાની પુરેપુરી ખાત્રી હતી.

They knew what it was=તે શું હતું તે તેઓ જાણતા હતા.

There is no doubt at all=બિલકુલ શક નથી; તદ્દન ખરી વાત છે.

Rind (રાઇન્ડ) ફળની છાલ.

The hole for the bird to go in=પક્ષીને દાખલ થવાને માટે કાણું.

May be safe=સહિસલામત રહે.

So silly (સો સિલિ) આટલા બધા મૂર્ખ.

Root (રૂટ) મૂળ.

He pointed to the bootlace=તેણે બૂટની દોરી બતાવી.

They went on talking=તેઓએ વાત કર્યાં કરી.

Until (અન્ટિલ) જ્યાંસુધી નહિ.

By and by=ધીમે ધીમે; રફતે રફતે.

Until by and by......... one another=જ્યાંસુધી તેઓએ ધીમે ધીમે એક બીજા પર ગુસ્સે થવા માંડયું નહિ ત્યાંસુધી.

---

પાઠ ૧૨ મો.

Ea (એ)

Feathers ( ફેધર્સ ) પીંછાં.

Quietly (ક્વાએટ્લિ) શાંતપણે.

To wear (ટુ ઉવેર) પહેરવું.

Worn (ઉવોર્ન) પહેરેલા.

True (ટ્રુ) ખરી.

False (ફૉલ્સ) ખોટી.

To leave (ટુ લીવ) છોડી જવું.

Owl (આઉલ) ઘુવડ.

Poor (પુઅર) ગરીબ.

Rich (રિચ) પૈસાદાર.

If I might speak=જો મને બોલવાની રજા હોય તો.

I think=હું ધારૂં છું.

I could tell you what it is=તે શું છે એ હું તમને કહી શકું.

I have been in a land=હું (એવા) પ્રદેશમાં રહ્યું છું.

More of such things than you could count=આવી જાતની તમે ગણી શકો તે કરતાં વધારે ચીજો.

What do you say it is?=તે શું છે એ બાબતમાં તમે શું કહો છો ?

Cried=બોલી ઉઠયાં.

A thing with two legs, but no feathers=એ પગ-વાળી પણ પીંછા વિનાની ચીજ.
Like us=આપણી માફક.
He can do much more than we can (do)=આપણે કરી શકીએ તે કરતાં તે ઘણું વધારે કરી શકે છે.
How can a thing......... than we can=એ પગવાળી ચીજ આપણે કરી શકીએ તે કરતાં વધારે કેવી રીતે કરી શકે?
Who have four (legs)=જેમને ચાર (પગ) છે.
The owl went on=ઘુવડે (કહેવાનું) જારી રાખ્યું.
Yet=એમ છતાં.
They call them boots=તેઓ તેમને બૂટ કહે છે.
Such things are not worn =આવી ચીજો પહેરાતી નથી.
How could they be (worn)=તે કેમ કરીને પહેરાય?
What you know is false=જે તમે જાણોછો તે ખોટું છે.
You have said=તમે કહ્યું છે.
Fit=લાયક.

To live with us=અમારી સાથે રહેવાને.
They chased the poor old owl=તેઓએ બિચારા વૃદ્ધ ઘુવડને નસાડયું-હાંકી કાઢ્યું.
To chase (ટુ ચેઇઝ) નસાડવું; ની પાછળ પડવું.
They would not let him come back=તેઓએ તેને પાછું આવવા દીધું નહિ.
It is true for all that=તેમ છતાંએ એ ખરૂં છે.
Of course it was (true)=અલબત તે (ખરૂં) હતું.

---

## પાઠ ૧૩ મો.

Rice (રાઇસ) ચોખા.
Tle (ટ્લ)
To settle (ટુ સેટ્લ) નીચે બેસવું-ઠરવું; ઠામ પડવું.
Took (ટુક) લીધું.
Countries (કન્ટ્રિઝ) દેશો.
Beneath (બિનીથ) તળે; નીચે.
A lot of (એ લૉટ ઑફ) પુષ્કળ; સંખ્યાબંધ.
Plenty of (પ્લેન્ટિ ઑફ) પુષ્કળ.

To waste (ટુ વેઇસ્ટ)ગુમાવવું.
Already (ઑલરેડિ) ક્યારનો.
He let it (to) fall=તેણે તેને પડવા દીધા.
Slowly (સ્લોલિ) ધીમેથી.
Through his fingers (થ્રુ હિઝ ફિન્ગર્ઝ) તેના આંગળામાંથી.
Do not waste it=તે નકામા ફેંકો નહિ.
There has not been much rain=બહુ વરસાદ પડયો નથી.
Rice crops ( રાઇસ ક્રૉપ્સ ) ચોખાનો પાક.
Dear (ડીયર) મોંઘા
Cheap (ચીપ) સોંઘા; સસ્તા.
It will be dearer=તે વધારે મોંઘા થશે.
After a while (આફ્ટર એ વ્હાઇલ) થોડા વખત પછી.
A lot of water (લૉટ) પુષ્કળ પાણી.
Does rice...grow well? =શું ચોખાને સારા ઉગવાને પુષ્કળ પાણી જોઇએ ?
Rice is grown=ચોખા ઉગાડવામાં આવે છે.
The fields are filled with water=ખેતરો પાણીથી ભરાઇ જાય છે.
How wet=કેવા ભીંજાયલા.
Of course (ઑફ્ કોર્સ) અલબત.
They get wet=તેઓ ભીંજાય છે; તેઓ પલળી જાય છે.
They work on=તેઓ કામ ચાલુ રાખે છે.
Even when the water...
...up to their knees= જ્યારે પાણી અને કાદવ એટલો બધો ઉંડો હોય કે તેઓ તેમાં પોતાના ઘુંટણ સુધી ડુબી જાય ત્યારે પણ.
Seeds sink=બીયાં ડુબી જાયછે.
They settle=તેઓ ઠરેછે–ઠામ પડે છે.
Beneath (બિનીથ) નીચે.

---

પાઠ ૧૪ મો.

Inch (ઇન્ચ) ઇંચ; $\frac{1}{12}$ ફુટ.
Sheaf (શીફ્) પૂળી; પૂળો.
Sheaves (શીવ્ઝ) પૂળીઓ; પૂળાઓ.
Muddy (મડિ) કાદવવાળું.
Drawn (ડ્રૉન) ખેંચેલું.

Kept (કેપ્ટ) રાખેલું.
Left (લેફ્ટ) છોડી દીધેલું.
A sickle (એ સિકલ) દાતરડું.
Indeed (ઇન્ડીડ) ખરેખર.
Yellow (યલો) પીળા.
Stronger(સ્ટ્રૉન્ગર)વધારે મજબુત.
Enough (ઇનફ) પુરતું.
Use (યુસ) ઉપયોગ.
Quickly ( ક્વિક્લિ ) ઝડપથી; ઉતાવળે.
About eight inches high =આશરે આઠ ઈંચ ઉંચા.
They are pulled up= તેમને ખેંચી લેવામાં આવે છે.
Tops=મથાળાં.
They are planted (પ્લૅન્ટેડ) તેમને વાવવામાં આવે છે.
Rows (રોઝ) હારો.
In rows=હારબંધ; હારમાં.
So that=કે જેથી કરીને.
The rice plants may grow stronger=ચોખાના છોડ વધારે મજબુત બને.
Heads of the rice may be full of grain=ચોખાના મથાળા (કણુસલાં) દાણાથી ભરપુર બને.

If there is not enough rain=જો વરસાદ પુરતો ન હોય તો.
Water is drawn from wells=કુવામાંથી પાણી કાઢવામાં આવે છે.
Water is let into the fields=ખેતરોમાં પાણી દાખલ કરવામાં-લેવામાં-આવે છે.
To keep them wet and muddy=તેમને ભીનાં અને કાદવવાળાં રાખવા માટે.
The tanks dry up=તળાવો સુકાઇ જાય છે.
No water can be got= પાણી મેળવી શકાય નહિ.
The heads begin to fill with grain=મથાળાં(કણુસલાં) અનાજથી ભરાવા માંડે છે.
To turn yellow=પીળાં પડવું.
The farmer lets the fields get dry=ખેડુત ખેતરોને સુકાવા દે છે.
Hard=કઠણ.
It is then ripe=ત્યારે તે પાકા હોય છે.

Reaper (રીપર) કાપણી કરનાર.

They are then made into sheaves=પછી તેઓની પુળીઓ બનાવવામાં આવે છે.

They are left to stand .........quite hard=જ્યાં સુધી દાણા તદ્દન સખત બને નહિ ત્યાંસુધી તેને ઉભા રાખવામાં આવે છે.

To thresh (ટુ થ્રેશ) ઝુડવું; ઝપેટવું (કણુસલામાંથી દાણા છુટા પાડવા સારૂ).

To clean the grains=દાણા સાફ કરવા.

Some of the rice is kept for use in India=થોડા ચોખા હિંદુસ્તાનમાં ઉપયોગ માટે રાખવામાં આવે છે.

Sacks (સૅકસ) કોથળા.

It is sent to other countries=તે બીજા દેશોમાં મોકલાય છે.

Abdul's father went on =અબદુલના બાપાએ આગળ કહ્યું.

A great deal of rice= પુષ્કળ ચોખા.

---

પાઠ ૧૫ મો.

The Taj Mahal (ધ તાજ મહાલ) આગ્રા શહેરમાં આવેલુ રમણીય મકાન.

Workmen (ઉવર્કમેન) મજુરો.

Moonlight (મૂનલાઇટ) ચંદ્રનો પ્રકાશ.

Day after day=દિન પ્રતિદિન.

To show (ટુ શો) દેખાડવું.

Shown (શોન) બતાવેલું.

Showed (શોડ) બતાવ્યું.

A lakh (લૅખ) એક લાખ.

Memory (મેમરિ) સ્મરણશકિત; યાદદાસ્ત.

Built (બિલ્ટ) બાંધ્યો; બાંધેલો.

Thousand (થાઉઝન્ડ) હજાર.

Tomb (ટૂમ) કબર.

Building (બિલ્ડિંગ) ઇમારત; મકાન.

Is shown=બતાવવામાં આવ્યું છે.

The most beautiful building=સૌથી સુંદર ઇમારત.

Do you think it is a palace ?=શું તમે તેને મહેલ ધારો છો ?

It looks like one (palace) =તે એક મહેલ જેવી દેખાય છે.

Does it not (look so)= શું તે તેવી દેખાતી નથી ?

A tomb is a building .........who has died= કોઇ મરી ગયેલા માણુસની યાદગીરીમાં (યાદગીરી જાળવવા) બાંધેલી ઇમારત કબર (કહેવાય)છે.

This tomb was built=આ કબર બાંધવામાં આવી હતી.

Shah Jehan (શાહ જહાન) મુગલ બાદશાહનું નામ છે.

This name means..."the chief of the Palace"=આ નામનો અંગ્રેજી અર્થ "મહેલનો આગેવાન" એવો થાય છે.

She was so beautiful=તે એટલી-બહુજ-ખુબસુરત હતી.

He was very sad=તે ઘણો દીલગીર થયો.

It shall be=તે જરૂર થશે.

Which is as large as a palace=જે મહેલ જેટલી મોટી છે.

Can you tell.........this tomb ?=આ કબર બાંધવામાં કેટલા મજુરોએ મદદ કરી એ તમે મને કહી શકશો ?

I am sure you cannot (tell)=મારી ખાતરી છે કે તમે તે કહી શકો નહિ.

Before the tomb was finished=કબર પુરી થઇ તે પહેલાં.

It cost many lakhs of rupees=તેના ઘણા લાખ રૂપિયા બેઠા; તેની પાછળ લાખો રૂપિયા ખર્ચ થયો.

Some day=કોઇ દિવસ.

It looks just like the picture=તે બરાબર ચિત્રના જેવી દેખાય છે.

Be sure to go=જરૂર જજો.

But not one of them... the Taj Mahal=પણ તેમાંની એક પણ ઇમારત તાજ મહાલ જેટલી સુંદર નહોતી.

---

## પાઠ ૧૬ મો.

Princess (પ્રિન્સેસ) શાહજાદી.

Crow (ક્રો) કાગડો.

To vanish (ટુ વૅનિશ) દેખતા બંધ થવું; અદૃશ્ય થવું.

Nobody (નોબૉડિ) કોઇ નહિ.

Moment (મોમેન્ટ) ક્ષણ; પળ.

Instant (ઇન્સ્ટન્ટ) પળ; ક્ષણ.
Passage (પૅસેઇજ) ચાલી; જે રસ્તે થઇને ઓરડાઓમાં દાખલ થવાય તે રસ્તો.
To expect (ટુ ઍક્સપેક્ટ) રાહ જોવી.
Alone (અલોન) એકલા.
To agree (ટુ ઍગ્રી) કબુલ કરવું.
Odd (ઑડ) વિચિત્ર.
the oddest (ધિ ઑડેસ્ટ) સૌથી વિચિત્ર.
Ugly (અગ્લિ) બેડોળ; કદરૂપું.
The ugliest (ધિ અગ્લિએસ્ટ) સૌથી બેડોળ.
To charm (ટુ ચાર્મ) મોહ પમાડવો.
Charming (ચાર્મિંગ) સુંદર; મોહ પમાડે તેવાં.
Dainty (ડેઇન્ટિ) નાજુક; સ્વાદિષ્ટ.
Daintily (ડેઇન્ટિલિ) નાજુકપણે.
Rose-bush (રોઝ બુશ) ગુલાબનો છોડ.
Dreadful (ડ્રેડફુલ) ભયંકર.
Thankful (થૅન્કફુલ) આભારી.
Still more=હજી વધારે.

Castle (કૅસલ) કિલ્લો.
Ruin (રૂઇન) નાશ.
Creature (ક્રીચર) પ્રાણી.
Decent (ડિસન્ટ) સારૂં દેખાય એવું.
Really (રીઅલિ) ખરેખર.
Towards (ટૉવર્ડ્ઝ) ની તરફ.
Once upon a time=એક વખત.
Lovely (લવ્લિ) ખુબસુરત.
She dwelt (શિ ડવેલ્ટ) તે રહેતી હતી.
Not for away=થોડે દૂર; નજીકમાં.
There stood an old castle=એક જુનો કિલ્લો આવેલો હતો.
It was almost in ruins=તે લગભગ ખંડીએર જેવો હતો.
Round it=તેની આસપાસ.
Full of the most charming flowers=સૌથી સુંદર ફૂલોથી ભરપુર.
Here the princess loved to walk=તે શાહજાદીને અહીં ફરવું ગમતું.

As she was walking daintily among the flowers=જ્યારે તે મનને ગમે તેવી રીતે ફૂલોમાં ચાલતી હતી.

All torn ( ઑાલ ટૉર્ન ) તદ્દન ચીરાઇ ગયલો.

Bleeding ( બ્લીડિંગ ) લોહી લોહાણુ થયેલો.

To bleed ( ટુ બ્લીડ ) લોહી વહેવું.

Sprang (સ્પ્રૅન્ગ) કુદ્યો.

Out of a rose-bush= ગુલાબના છોડમાંથી.

Poor thing=બિચારાં પ્રાણી.

Sorry (સૉરિ) દીલગીર.

Lady (લેડિ) આબરૂદાર સ્ત્રી.

Small and ugly as I am= જો કે હું નાનો અને કદરૂપો છું.

Wicked (ઉવિકેડ) દુષ્ટ.

Fairy (ફેરિ) અપ્સરા; સ્વર્ગની સ્ત્રી.

Shape (શેઇપ) આકાર.

I am turned by a wicked fairy into this dreadful shape = એક દુષ્ટ અપ્સરાથી હું આ ભયંકર આકારમાં ફેરવાયો છું; એક દુષ્ટ અપ્સરાએ મને આવા ભયંકર આકારમાં ફેરવ્યો છે.

I am doomed ( ડૂમ્ડ ) હું સરજાયો છું.

I am doomed......in the garden=વાડીમાં બીજાં બધાં પક્ષીઓ મને ચાંચ ભોંકે અને ફાડી નાખે એવું મારૂં નસીબ છે.

It is in your power=તે તમારા હાથમાં છે.

To save=બચાવવો.

Only you will.........in the castle=માત્ર તમારે આવવું પડશે ને કિલ્લામાં એકલા રહેવું પડશે.

You will have to sleep= તમારે સુવું પડશે.

Golden bed ( ગોલ્ડન બેડ ) સોનેરી પથારી.

In the only decent room =ફકત એક સુંદર દેખાય તેવો ઓરડો છે તેમાં.

Decent (ડિસન્ટ)„ શોભે તેવો; સુંદર દેખાય તેવો.

Whatever (ઉવૉટેવર) જે કાંઇ; ગમે તે.

You may see or hear= તમે જુઓ કે સાંભળો.

For one cry would undo all your kindness=કારણકે તમારી સઘળી દયાનું પરિણામ એક બુમથી ભુંસાઈ જશે.

And ( it would ) make my lot still more unhappy=અને તે મને હજી વધારે કમનસીબ બનાવશે.

Pity=દયા.

The princess was so full of pity for the poor prince=તે બિચારા શાહજાદા ને માટે શાહજાદીને એટલી બધી દયા આવી.

She agreed=તેણે કબુલ કર્યું.

In the ruined castle= ખંડીયેર બનેલા મહેલમાં.

She lay down=તે સુતી.

But she could not sleep a wink=પણ તેને એક પલકારો પણ ઉંઘ આવી નહિ; પણ તેને બિલકુલ ઉંઘ આવી નહિ.

Midnight (મિડ નાઈટ) મધરાત.

Heart ( હાર્ટ ) અંતઃકરણ.

Her heart went pit-a-pat (પિટ્ પૅટ )તેનું અંતઃકરણ ધબકવા લાગ્યું.

Footsteps (ફુટ સ્ટેપ્સ) પગલાં.

Coming along the passage=ચાલીમાંથી—રસ્તામાંથી — આવતા.

Boldly=બહાદુરીથી.

She saw it thrown open= તેણે તે બારણાને ખુલ્લું મુકેલું જોયું.

And (she saw) a crowd of the oddest......come in=અને સૌથી વિચીત્ર અને સૌથી બેડોળ પ્રાણીઓનાં એક ટોળાંને અંદર આવતું તેણે જોયું.

They lit a fire=તેઓએ દેવતા સળગાવ્યો.

Fire-place=ચુલો.

They set=તેઓએ મુકી.

A huge kettle (એ હ્યુજ કેટલ) મોટી કીટલી.

Lips=હોઠ.

So that she should not scream=કે જેથી કરીને તે ચીસ પાડે નહિ.

The imps (ધિ ઇમ્પ્સ) નાના લુચ્ચાઓ–સેતાનો.
Dragged (ડ્રૅગ્ડ) ખેંચી.
They pushed her=તેઓએ તેને હડસેલો માર્યો.
Just as the poor girl... garden outside=જ્યારે તે બિચારી છોકરી પોતે પાણીમાં ફેંકાશે એમ ધારતી હતી, ત્યારે બહાર વાડીમાં કુકડાએ કુકરેકુક અવાજ કર્યો.
The cock crew=કુકડાએ કુકરેકુક કર્યું.
The cock crows=કુકડો કુકરેકુક કરે છે.
Vanished (વૅનિશ્ડ) અદ્દશ્ય થઇ; દેખાતી બંધ થઇ.
The same instant=તેજ ક્ષણે.
The crow flew in=પેલો કાગડો ઉડીને અંદર આવ્યો.
How thankful I am to you !=હું તમારો ઘણો આભારી છું; તમે મારા પર ઘણો મોટો ઉપકાર કર્યો છે.
My pain is already less= મારૂં દરદ ક્યારનું ઓછું થઇ ગયું છે.
I cannot thank you enough=હું તમારો ઉપકાર યોગ્ય રીતે માની શકું એમ નથી.

---

## પાઠ ૧૭ મો.

Wretched (રેચેડ) દુ:ખી.
Handsome (હૅન્ડસમ) સુંદર.
Surprise (સરપ્રાઇઝ) અચંબો; નવાઇ.
Furnished (ફર્નિશ્ડ) જોઇતી વસ્તુઓ–રાચરચીલું–પુરી પાડી.
Servant (સર્વન્ટ) નોકર.
Anything (એનિથિન્ગ) કોઇ પણ ચીજ.
Master (માસ્ટર) શેઠ.
Mistress (મિસ્ટ્રેસ) શેઠાણી.
To rustle ( રસલ ) ખડખડ અવાજ કરવો.
Rustling ( રસ્લિંગ ) ખડખડ અવાજ કરતા.
Cruel (ક્રુઅલ) ક્રૂર; નિર્દય.
Cruelly (ક્રુઅલિ) નિર્દયપણે.
Gay (ગે) આનંદી; સુંદર; ભપકાદાર.
Gaily (ગેઇલિ) ભપકાદાર રીતે; આનંદી રીતે.
Re-built (રિબિલ્ટ) ફરીથી [બાંધ્યો.

Harm (હાર્મ) ઇજા.

Only the crowing of the cock saved her from harm=કુકડાના કુકરેકુક અવાજથીજ તે ઇજામાંથી બચી.

In one more year=બીજા એક વરસમાં.

The wicked fairy=દુષ્ટ અપ્સરા.

The wicked fairy will have no more power over me=દુષ્ટ અપ્સરાનું જોર મારાપર હવે પછી ચાલશે નહિ.

Feathers (ફેધર્સ) પીંછાં.

Before I can throw off these crow's feathers=હું કાગડાના આ પીંછાં ફેંકી દઈ શકું તે પહેલાં.

I will do anything to help you=તને મદદ કરવાને હું કંઈ પણ કરીશ.

A maid-servant (મેઇડ) દાસી; ચાકરડી.

A man-servant=ચાકર; દાસ.

She lived the life of a maid-servant=તેણે દાસી તરીકે જીંદગી ગાળી.

Harsh (હાર્શ) કઠોર હૃદયનો.

She treated her very cruelly=તે તેના તરફ બહુ નિર્દયપણે વર્તતી.

Rough (રફ) ખડબચડા.

With hard work=સખત કામ કરવાથી.

Spinning wheel (સ્પિનિંગ વ્હીલ) રેંટીયો.

To spin (ટુ સ્પિન) કાંતવું.

A wheel (એ વ્હીલ) પૈડું.

She heard a rustling in the air=તેણે હવામાં ખડખડ અવાજ સાંભળ્યો.

Looked up=ઉંચે જોયું.

At her side=તેની બાજુએ.

Kneeling down (નીલિંગ ડાઉન) ઘુંટણીએ પડીને.

To kiss=બોકી કરવી.

Tired=થાકેલા.

I am the prince......of a crow=હું તે શાહજાદો છું કે જેણે સાત વરસ સુધી કાગડા તરીકે દુઃખી જીંદગી ગાળી છે.

To free (ટુ ફ્રી) છૂટા કરવું.

Your goodness has freed me=તમારી ભલાઈથી હું છૂટો

થયો છું.
Spell (સ્પેલ) વારો; વારી.
Return (રિટર્ન) પાછા ફરો.
Happy (હૅપિ) સુખી.
Bride ( બ્રાઇડ ) વહુ; તરતની પરણેલી સ્ત્રી.
When they reached it= જ્યારે તેઓ ત્યાં પહોંચ્યાં.
Lifted up (લિફ્ટેડ) ઉંચા કર્યા.
In great surprise=બહુ નવાઇ પામીને.
It was no longer in ruins=હવે તે ખંડીએર જેવો નહોતો.
But (it was) rebuilt and gaily furnished=પણ તે ફરીથી બાંધવામાં આવ્યો હતો અને તેમાં ભપકાદાર રીતે રાચ રચીલું મુકવામાં આવ્યું હતું.
Stayed ( સ્ટેઇડ ) રહ્યા.

---

પાઠ ૧૮ મો.

He did it first=તેણે તે પહેલું કર્યું.
Choose (ચૂઝ) પસંદ કરો.
Chose (ચોઝ) પસંદ કર્યું.
To creep (ક્રીપ) લપાતા લપાતા જવું; પેટે ચાલીને જવું.
Crept ( ક્રેપ્ટ ) લપાતો લપાતો ગયો; પેટે ચાલીને ગયો.
Thought (થૉટ) વિચાર્યું.
Always ( ઑલ્વેઝ ) હંમેશાં.
Ought to be out (ઑટ ટુ બિ આઉટ) બહાર રહેવું જોઇએ.
Moor (મૂર) બિનાશ્રૂ અને ઘાસ-વાળું મેદાન.
Two sheep=બે ઘેટાં.
Not at all good=બિલકુલ સારૂં નહિ.
But where he chose... ......would do=પણ જ્યાં જવાનું તે પસંદ કરતું ત્યાં સફેદ ઘેટું જતું, અને જે તે કરતું તે સફેદ ઘેટું કરતું.
They both did.........not to do=જે તેઓએ ન કરવું જોઇએ તે તે બંનેએ કર્યું.
The white sheep was asked=સફેદ ઘેટાને પુછવામાં આવતું.
What he ought not to do=જે તેણે ન કરવું જોઇએ તે.
Through the field (થ્રુ ધ ફીલ્ડ) ખેતરમાં થઇને.

Gate (ગેઇટ) દરવાજો.
Glee (ગ્લી) ખુશાલી; આનંદ.
The white sheep saw him (to) go=સફેદ ઘેટાએ તેને જતું જોયું.
The sheep met a large dog=એક મોટો કુતરો તે ઘેટાંને મળ્યો.
He bit them=તે તેમને કરડયો.
Tore (ટોર) ફાડી નાખ્યું.
Off thair backs=તેમની પીઠપરથી.
The white sheep was quite ill with fright=બ્હીકથી સફેદ ઘેટું છેક માંદું પડયું.
Ill (ઇલ) માંદું.
Fright (ફ્રાઇટ) બ્હીક.
All the rest of the day =બાકીનો આખો દિવસ.
The rest=બાકીનો.
Fence (ફેન્સ) વાડ.
Gap (ગૅપ) છીંડું; બાકું.
The white sheep crept through as well=તે સફેદ ઘેટું પણ તેવીજ રીતે પેટે ચાલીને ગયું.

They got out=તેઓ બહાર નીકળ્યા.
Fun (ફન) મજાક; રમુજ.
Sight (સાઇટ) નજર.
With no one in sight to look after them=તેમની તપાસ રાખતું કોઇ દેખાતું ન હોય એમ.

---

પાઠ ૧૯ મો.

Someone (સમવન) કોઇક.
Grief (ગ્રીફ) દીલગીરી; શોક.
In spite of his faults= (ઇન્સ્પાઇટ ઑફ હિઝ ફૉલ્ટ્સ) તેની ભૂલ છતાં.
Fault (ફૉલ્ટ) વાંક; કસુર.
An edge (એજ) ધાર; કોર.
A pit (પિટ) ખાડો.
He gave a great jump= તેણે મોટો કુદકો માર્યો.
He leaped in (લીપ્ડ) તે અંદર કુદયો.
The white sheep did not stop to think=સફેદ ઘેટું વિચાર કરવા થોભ્યું નહિ.
A heap (હીપ) ઢગલો.
Sharp stones (શાર્પ સ્ટોન્ઝ)

ધારવાળા પથરા.

Both were much hurt (બોથ વેર મચ હર્ટ) બંનેને ઘણી ઇજા થઇ.

To go out=બહાર જવું.

They had to lie=તેઓને પડી રહેવું પડ્યું.

To lie=પડી રહેવું.

He lay=તે પડી રહ્યો.

By and by=રફ્તે રફ્તે; ધીમે ધીમે.

They sent for someone=તેઓએ કોઇકને તેડાવ્યું.

To see what could be done for them=તેમને માટે શું કરી શકાય તે જોવાને-વિચારવાને.

As he lay on the grass =જ્યારે તે ઘાસપર પડી રહ્યું ત્યારે.

She was fond of him=તે (ગાય)નો તેના પર પ્રેમ હતો.

In spite of all his faults=તેની બધી કસુર હોવા છતાં.

With tears in her eyes =પોતાની આંખમાં આંસુ લાવીને.

Tears (ટીઅર્સ) આંસુ.

Why did you leave the field ?=તેં ખેતર શા માટે છોડી દીધું ?

Low voice (લો વૉઇસ) ધીમો અવાજ.

Steep ( સ્ટીપ ) ઉભી; ઉભા ચઢાવવાળી.

Could you not see it was a pit ?=તે ખાડો હતો એ તું જોઇ શક્યું નહિ ?

Groan ( ગ્રોન ) દુઃખનો ધીમો અવાજ.

He went on to ask=તેણે પુછવાનું જારી રાખ્યું.

What does the man... think ?=જે માણસ આપણને જોવાને આવે છે તે શું ધારે છે ?

Dead (ડેડ) મરી ગયેલું.

With those words=તે શબ્દો બોલતા સાથે-બોલીને.

---

## પાઠ ૨૦ મો.

To govern ( ગવર્ન ) અમલ ચલાવવો.

Major (મેજર) લશ્કરી ખાતામાં કૅપ્ટનથી ચઢતા દરજ્જાનો અમલદાર.

Single (સિન્ગલ) એકપણું.

Everywhere ( એવરિ વ્હેર ) બધે ઠેકાણે.

Respect (રિસ્પેક્ટ) માન.

To take part in=માં ભાગ લેવો.

To break ( બ્રેક ) ભાંગવું; તોડવું.

Broke (બ્રોક) ભાંગ્યું; તોડયું.

They used to show ( ધે યુઝડ ટુ શો ) તેઓને બતાવવાની ટેવ હતી; તેઓ બતાવતા.

Siege (સીજ) ઘેરો.

Services (સર્વિસિઝ) નોકરી.

Captain (કૅપ્ટન) લશ્કરી ખાતામાં એક અમલદાર.

Hero ( હિરો ) શૂરવીર પુરુષ; બહાદુર માણસ.

To admire (ઍડમાયર) વખાણ કરવાં.

Mutiny (મ્યુટિનિ) બળવો.

Ensign (એન્સાઇન) વાવટો ઉંચકનાર અમલદાર; વાવટો.

During (ડ્યુરિંગ) દરમ્યાન.

Column (કૉલમ) એક પાછળ એક એમ ગોઠવેલા સિપાઇઓની ટુકડી.

British soldier (બ્રિટિશ સોલ્જર) બ્રિટન—ઈંગ્લંડ—નો લશ્કરી સિપાઇ.

He has won fame (હિ હૅઝ વન ફેઇમ) તેણે આબરૂ (કીર્તિ) મેળવી છે.

To win fame=આબરૂ મેળવવી.

Lasting fame=ટકી રહે એવી કીર્તિ.

No British soldier...... siege of Delhi=દિલ્હીના ઘેરાના વીર પુરૂષ જોન નિકલસન કરતાં વધારે અથવા વધારે વખત પહોંચે એવી કીર્તિ હિંદમાં કોઇ પણ અંગ્રેજ સૈનિકે મેળવી નથી.

Delhi (દેલ્હિ) હિંદુસ્તાનની રાજધાની.

He was born (બૉર્ન) તેનો જન્મ થયો હતો.

Dublin (ડબ્લિન) યુરોપમાં આયર્લંડદેશની રાજધાની.

A helper (હેલ્પર) મદદ કરનાર.

Sir Henry Lawrence (સર હેન્રિ લૉરેન્સ) સેનાધિપતિનું નામ છે—'સર' ખિતાબ છે અને 'હેન્રિ લૉરેન્સ' તેનું નામ છે.

He was made a captain =તેને કૅપ્ટન બનાવવામાં આવ્યો.

He took part=તેણે ભાગ લીધો.
The first Sikh war (ધ ફર્સ્ટ શિખ વૉર) શીખ લોકો સાથેનો પહેલો વિગ્રહ.
During the second Sikh war=બીજા શીખ વિગ્રહ દરમ્યાન.
Chiefs (ચીફ્સ) સરદારો.
He was made a major =તેને મેજર બનાવવામાં આવ્યો.
His power ........the highest kind=સત્તા ચલાવવાની તેની શક્તિ સૌથી ઉંચા પ્રકારની હતી.
Kind=પ્રકાર; જાત.
Rule (રુલ) અમલ.
Murder (મર્ડર) ખુન.
Theft (થેફ્ટ) ચોરી.
District (ડિસ્ટ્રિક્ટ) જીલ્લો.
There was not a single .........under him=તેની હકુમતમાં આવેલા જીલ્લામાં તેના અમલના છેલ્લા વરસમાં ખુન કે ચોરીનો એક પણ ગુન્હો થયો નહોતો.
"Nikkul seyn" as they called him="નિકુલ સેન" કે જે નામથી તેઓ તેને બોલાવતા.
Admirers (ઍડમાયરર્સ) વખાણ કરનારા.
Among the people=લોકોમાં.
On meeting him=તેને મળતી વખતે.
They used to show... respect for him=તેઓને તેને માટે કેટલું બધું માન હતું તે તેઓ બતાવતા.
When the mutiny broke out=જ્યારે બળવો ફાટયો ત્યારે.
He did more...through the Punjab=તેને પંજાબમાં ફેલાતો અટકવવાને કદાચ બીજા કોઇ ક ( વધારે કર્યું
Any other=બીજો કોઇ.
To keep it from spreading=તેને ફેલાતો અટકાવવાને.
At the head=મોખરે.
He marched=તેણે કુચ કરી.

---

## પાઠ ૨૧ મો.

Rebels ( રૅબલ્સ ) બળવાખોર લોકો.
Rampart ( રૅમ્પાર્ટ ) શહેરને ફરતો કોટ; કિલ્લાની ભીંત.

Outstanding (આઉટસ્ટૅન્ડિંગ) બહાર પડતા.
Victory (વિક્ટરિ) જીત; જય.
An attack (ઍટૅક) હુમલો.
General (જનરલ) સેનાપતિ.
To command (કમાન્ડ) હુકમ કરવો. [દુશ્મન.
An enemy (ઍન એનિમિ)
Good-looking = દેખાવડો; સારો દેખાતો.
To seek (ટુ સીક) શોધવું.
Sought (સૉટ) શોધ્યું.
Who came in touch with him=જેઓ તેની સાથે સંબંધમાં આવ્યા.
Touch (ટચ) સંબંધ; સ્પર્શ.
Force (ફોર્સ) લશ્કર; બળ.
Praise (પ્રેઇઝ) વખાણ.
To capture (ટુ કૅપ્ચર) છાપો મારી લઇ લેવું.
Merits (મેરિટ્સ) ગુણો.
Mourning (મોર્નિન્ગ) શોક; દીલગીરી.
To conjure (ટુ કન્જ્યુર) પવિત્ર નામ તરીકે બોલાવવું.
The force brought by Nicholson=નિકલસને આણેલું લશ્કર.
But its coming........ they had been=પણ તે આવવાથી બળવાખોરોને શહેર ટકાવી રાખવાની જે ખાત્રી હતી તે ઘણી ઓછી થઇ.
He beat a large body of the rebels (હિ બેટ એ લાર્જ બૉડિ ઑફ ધ રૅબલ્સ) તેણે બળવાખોરોની મોટી ટુકડીને હરાવી.
Which had set out from Delhi=જે દિલ્હીથી નીકળી હતી.
To set out=નીકળવું; ઉપડવું.
Siege-guns=ઘેરો (ઉઠાવવા માટેની) તોપો.
That were being brought up=જે આણવામાં આવતી હતી.
He was highly praised= તેના ભારે વખાણ થયા.
Three weeks later=ત્રણ અઠવાડિયાં પછી.
The attack on Delhi took place=દિલ્હીપર હુમલો થયો.
Nicholson was chosen (ચોઝન) નિકલસનને પસંદ કરવામાં આવ્યો.

To storm (સ્ટૉર્મ) હલ્લો કરવો
The chief storming-party=હલ્લો કરનાર મુખ્ય ટુકડી.
The enemy were driven from the walls=દુશ્મનોને દિવાલ પાસેથી હાંકી મુકવામાં આવ્યા.
The column headed by Nicholson forced its way=નિકલસનની સરદારી હેઠળના લશ્કરે જોર વાપરીને પોતાનો રસ્તો કર્યો–દાખલ થયું.
Safety (સેફ્ટિ) સહિસલામતી.
In the houses that lined the streets=જે ઘરો મહોલ્લામાં હારબંધ આવેલા હતા તે ઘરોમાં.
Nicholson was shot through the chest by a sepoy=એક સિપાહએ નિકલસનને છાતીમાં ગોળી મારી.
To shoot (ટુ શૂટ) ગોળી મારવી.
Chest (ચેસ્ટ) છાતી.
He did not wish to be carried back to camp=છાવણીપર પોતાને પાછો લઇ જવા માટે તેણે ઇચ્છયું નહિ.
Till the city had fallen=જ્યાંસુધી શહેર પડયું–તાબે થયું ત્યાંસુધી.
This did not take place=આ બન્યું નહિ.
Till the 20 th of September=૨૦મી સપ્ટેમ્બર સુધી.
Three days after the fall of Delhi=દિલ્હી પડયા–તાબે થયા–પછી ત્રણ દિવસે.
He was only......of his age=તેને માત્ર છત્રીસમું વરસ ચાલતું હતું.
So outstanding were his merits=તેના ગુણો એટલા બધા બહાર પડતા હતા.
His death filled.........mourning=તેના મરણથી અંગ્રેજ છાવણીમાં શોક વ્યાપી રહ્યો.
Manly (મૅન્લિ) બહાદુર.
Fellow (ફેલો) માણસ; શખ્સ.
Who made those......trust him=જેઓ તેની સાથે સંબંધમાં આવતા તેમનો વિશ્વાસ તે સંપાદન કરતો.
As Lord Roberts writes=રૉબર્ટસ નામનો ઉમરાવ લખે છે તેમ.

His name was a name to conjure with in the Punjab=પંજાબમાં તેનું નામ પવિત્ર નામ તરીકે ગણાતું.

---

## પાઠ ૨૨ મો.

The princess Labam (ધ પ્રિન્સેસ લૅબામ) લૅબામ નામની શાહજાદી-રાજકુંવરી.

Covered (કવર્ડ) ઢાંકયાં; ઢાંકેલા.

Magic (મૅજીક) જાદુ; જાદુઈ.

Wherever (વ્હેરેવર) જ્યાં જ્યાં.

Asleep (અસ્લીપ) ઉંઘતો; ઉંઘમાં.

Deserts (ડેઝર્ટસ) રણો.

Whatever (વૉટેવર) જે જે.

To awake (અવેઈક) જાગવું; ઉઠવું.

Awake (અવોક) જાગ્યો.

To wish for=માટે ઇચ્છવું.

Don't be afraid (ડોન્ટ બિ અફ્રેઈડ) બીતા નહિ.

Bowl (બોલ) પ્યાલું.

A young Indian prince =હિંદુસ્તાનનો એક જુવાન રાજકુમાર.

To hunt=શિકાર કરવાને.

The day grew hot=તાપ પડવા માંડયો.

He lay down to rest=તે આરામ લેવાને સુતો-પડયો.

Shade (શેઇડ) છાંયડો.

Cakes (કેઇકસ) પુરીઓ.

He had some cakes with him=તેની પાસે થોડી પુરી હતી.

He woke=તે જાગ્યો.

Ants (ઍન્ટ્સ) કીડીઓ.

They were covered with ants=તે (પુરીઓ) કીડીઓથી ઢંકાઇ ગઇ.

Smiled(સ્માઇલ્ડ) મ્હોં મલકાવ્યું; ધીમેથી હસ્યો.

You may eat......like= =તમને ગમે તો તમે પુરીઓ ખાઓ.

The king of the ants crept to his ear=કીડીઓનો રાજા તેના કાન પાસે લપાતો લપાતો ગયો.

Is there anything we can do for you?=અમે તમારે માટે કરી શકીએ એવું કંઇ છે?

There is nothing (નથિંગ) કંઇ નથી.

Do you not wish for a wife ?=તમે સ્ત્રી મેળવવા -પરણુવા-ઇચ્છતા નથી ?

He made up his mind= =તેણે નિશ્ચય કર્યો.

To go on=આગળ જવું.

Till he came......lived= રાજકુંવરી જે દેશમાં રહેતી હતી તે દેશમાં તે આવે ત્યાંસુધી.

A pool (પૂલ) ખાબોચીયું.

Beside it (બિસાઇડ ઇટ) તેની પાસે; તેની બાજુમાં.

Huge (હ્યુજ) ઘણો મોટો.

Moaned (મોન્ડ) વિલાપ કરતો.

As if it was in great pain =જાણે તેને બહુ દરદ થતું હોય તેમ.

Got down=નીચે ઉતર્યો.

Seeing what was wrong =શી હરકત હતી તે જોઇને.

Drew out (ડ્રયુ આઉટ) ખેંચી કાઢયો.

A thorn (થૉર્ન) કાંટો.

The swollen paw (ધ સ્વોલન પૉ) સુજી ગયેલો પંજો.

He got on to his horse =તે તેના ઘોડાપર બેઠો.

Before riding off=સ્વારી કરી ચાલી જતાં પહેલાં.

To ride (રાઇડ) [ઘોડે] સ્વારી કરવી.

If he knew......country =જો રાજકુંવરી લૅબામના દેશની ભૂમિ તરફ જતા રસ્તાની તેને ખબર હોય તો.

If is far, far away=તે ઘણે દૂર છે.

Across many jungles and deserts (અક્રૉસ મેનિ જંગલ્સ ઍન્ડ ડેઝર્ટસ) ઘણા જંગલ અને રણમાં થઇને.

Broad (બ્રૉડ) પહોળી.

Holy (હોલિ) પવિત્ર.

Who has a magic bed= જેની પાસે જાદુઇ પથારી છે.

That carries you wherever you wish to go= જ્યાં જ્યાં તમારે જવું હોય ત્યાં ત્યાં તે તમને લઇ જાય.

Who has a basket=જેની પાસે ટોપલી છે.

That gives you whatever you ask for—જે તમે જે જે માગો તે આપે.

A stone bowl (એ સ્ટોન બોલ) પત્થરનું પ્યાલું.

Which will fill with water=જે પાણીથી ભરાઈ જશે.

As often as you please =તમે જેટલી વાર ઇચ્છો તેટલીવાર.

---

પાઠ ૨૩ મો.

To-night (ટુ નાઇટ) આજ રાતે.

Beside ( બિસાઇડ ) બાજુમાં; પાસે.

To supply ( સપ્લાય ) પુરૂં પાડવું.

To look after=ની સંભાળ રાખવી; તપાસ રાખવી.

To get into trouble= (ટ્રબલ) મુશ્કેલીમાં આવી પડવું.

Trouble (ટ્રબલ) મુશ્કેલી.

The prince found=રાજ કુંવરે જોયો.

With his bed on one side of him=તેની પોતાની એક બાજુએ તેની પથારી હતી.

On the other ( side )= બીજી બાજુએ.

Why do you seek=તમે શા સારૂ શોધો છો ?

To marry (મૅરિ) પરણવું.

Then the good old...... the bowl=પછી તે ભલા ઘરડા માણસે કહ્યું, હું તમને તે પથારી, ટોપલી અને પ્યાલું ઉછીના આપીશ.

To lend (લેન્ડ) ઉછીનું આપવું.

To pick up=ઉચકી લેવું.

The prince lay down on the bed=રાજકુંવર પથારી પર સુતો.

Land (લૅન્ડ) જમીન; ભૂમિ; દેશ.

When he got there= જ્યારે તે ત્યાં પહોંચ્યો.

He begged an old woman (બેગ્ડ) તેણે એક ઘરડી બાઇને વિનંતી કરી.

To let him stay=તેને રહેવા દેવા સારૂ.

You may stay here=તમે અહીં રહો.

Or I shall get into trouble=નહિ તો હું મુશ્કેલીમાં આવી જઇશ.

I want a nice dinner for two=બે જણને ચાલે તેટલું સારૂં ભોજન મને જોઇએ છે.

A rich dinner was served up (સર્વ્ડ) મિષ્ટાન્ન પીરસાયું.

Plates (પ્લેઇટ્સ) રકાબીઓ.

Saucers (સૅાસર્સ) ચા માટેની રકાબીઓ.

Spoons (સ્પૂન્ઝ) ચમચા.

With golden spoons beside some of the plates =કેટલીક રકાબીઓની પાસે ચમચા મૂકીને–સહિત.

There is no need=જરૂર નથી.

To light up=બત્તી સળગાવવી; દીવો કરવો.

Roof (રૂફ) છાપરૂં.

Her beauty (હર બ્યૂટિ) તેની ખુબસુરતી; તેનું સૌંદર્ય.

Her beauty lights up all the country= તેનું સૌંદર્ય આખા દેશને પ્રકાશ આપે છે.

Having waited=રાહ જોઇને.

Till=જ્યાંસુધી.

Bed, I wish to be taken to the princess Labam's bedroom=હે પથારી, રાજકુંવરી લેબામના સુવાના ઓરડામાં હું લઇ જવાઉં–તું મને લઇ જા–એમ હું ઇચ્છું છું.

At the same time=તેજ વખતે.

To bring him a ring= તેને વીંટી લાવી આપવા.

He was slipping the ring (સ્લિપિંગ) તે વીંટી સરકાવતો હતો.

To slip=સરકાવવું; સરી જવું; લપસી જવું.

She was afraid at first =પહેલાં તો તે બ્હી ગઇ.

She agreed=તેણે કબુલ કર્યું.

She agreed to marry the prince=તેણે રાજકુંવરને પરણવાનું કબુલ કર્યું.

If her father would let her=જો તેના બાપ તેને રજા આપે તો.

---

## પાઠ ૨૪ મો.

Mustard (મસ્ટર્ડ) રાઇ.
Company (કમ્પનિ) સોબત.
To put to death ( ડેથ ) મારી નાખવું.
Death ( ડેથ ) મોત.
Demons (ડિમન્સ) રાક્ષસો.
Adventures ( ઍડવેન્ચર્સ ) સાહસો.
Daughter (ડૉટર) દીકરી.
Eighty pounds ( એઇટિ પાઉન્ડઝ) એંસી રતલ.
Mustard seed=રાઇનાં બી-દાણા.
Crush (ક્રશ) છુંદી નાખો.
Crush all the oil out of it=તેને છુંદીને તેમાંથી બધું તેલ કાઢો.
To-morrow morning= આવતી કાલે સવારે.
If you fail (ફેઇલ) જો તમે નિષ્ફળ જાઓ.
To fail=નિષ્ફળ જવું; નાપાસ થવું.
You will be put to death=તમને મારી નાખવામાં આવશે.
It would need an army of ants to do that=તેમ કરવા માટે કીડીના એક લશ્કરની જરૂર પડશે.
An army (ઍન આર્મિ) લશ્કર.
He wished his friend the ant king and his company were there=તેણે ઇચ્છયું કે મારો મિત્ર જે કીડીઓનો રાજા છે તે અને તેના સોબતીઓ અહીં હોય.
The ant king ( થિ ઍન્ટ કિંગ ) કીડીઓનો રાજા.
At his wish=તેની ઇચ્છા થવાથી.
Lie down=પડી રહો.
The crushed seed (ક્રશ્ડ) છુંદેલાં બીયાં.
You must kill the two demons I have caught= મેં પકડયા છે તે બે રાક્ષસો તારે મારી નાખવા જોઇએ.
There is one thing more=એક ચીજ બાકી છે.
A kettle-drum ( એ કેટલ ડ્રમ ) નગારૂં.
To beat the kettle-drum (ટુ બીટ ધ કેટલ ડ્રમ)નગારૂં વગાડવું.
Then the prince thought of his little bed=પછી

રાજકુંવરે પોતાની નાની તળાઇ વિષે વિચાર કર્યો.

Take me to it=મને તેની પાસે લઇ જા.

The bed did so=તે પથારીએ તેમ કર્યું.

Beat (બેટ) વગાડયું.

So loudly (સો લાઉડ્લિ) એવું મોટેથી.

The prince and princess Labam were married=તે રાજકુંવર અને રાજકુંવરી લૅબામનાં લગ્ન કરવામાં આવ્યાં.

The prince's country (ધ પ્રિન્સીઝ કન્ટ્રિ) રાજકુંવરનો દેશ.

Happily (હૅપિલિ) સુખે; આનંદથી

Ever after=ત્યારપછી હમેશાં.

To forget (ટુ ફરગેટ) ભૂલી જવું.

Forgot (ફરગૅાટ) ભુલી ગયો.

They did not forget...in his adventures=જેઓએ રાજકુંવરને તેના સાહસોમાં ઘણી ખુશીથી મદદ કરી હતી તેમને તેઓ ભૂલી ગયા નહિ.

Willingly (ઉવિલિંગલિ) ખુશીથી.

Who had helped=જેઓએ મદદ કરી હતી.

So willingly=ઘણી ખુશીથી.

## પાઠ ૨૫ મો.

Butterflies (બટરફ્લાઇઝ) પતંગિયાં.

A cater pillar (એ કૅટર પિલર) કીડો.

A butterfly (એ બટરફ્લાઇ) પતંગિયું.

Full-grown (ફુલ ગ્રોન) પુરેપુરાં વધેલાં.

Loose (લૂસ) છૂટાં; બાંધ્યા વગરનાં.

Scales (સ્કેઇલ્ઝ) ભીંગડાં; પાતળું પડ.

To clasp (ટુ કલાસ્પ) ચોંટી રહેવું.

Worse (ઉવર્સ) વધારે ખરાબ.

To watch (ટુ ઉવૅાચ) તપાસ રાખવી.

Change (ચેઇન્જ) ફેરફાર.

Yellow (યલો) પીળી.

Leaf (લીફ) પાંદડું.

Leaves (લીવ્ઝ) પાંદડાં.

Eggs (એગ્ઝ) ઇંડાં.

Watch them=તેમને તપાસો.

After a few days=થોડા દિવસ પછી.

All the little eggs had broken=બધાં નાનાં ઇંડાં ભાંગી ગયાં હતાં.

Number (નંબર) સંખ્યા.

A number of small caterpillars = સંખ્યાબંધ નાના કીડા.

They were creeping about=તેઓ પેટે ચાલીને આમતેમ જતા હતો.

Fed (ફેડ) ખવડાવ્યું.
To feed (ટુ ફીડ) ખવડાવવું.
A few (એ ફ્યુ) થોડા.
Weeks (વીક્સ) અઠવાડિયાં.
Then=પછી.
A funny thing (એ ફનિ થિંગ) એક રમુજ પમાડે તેવી બાબત.
Happened (હૅપન્ડ) બની.
Skin (સ્કિન) ચામડી.

The skin of one of the caterpillars came right off=એક કીડાની ચામડી ઉતરી ગઇ.

Showing a soft new skin underneath=નીચે નરમ નવી ચામડી બતાવતી.

A pet=લાડકું પ્રાણી.

They had fixed themselves by their tails=તેઓએ પોતાની પુંછડી વડે પોતાનાં શરીર ચોંટાડયાં હતાં.

They had tied themselves up=તેઓએ પોતાનાં શરીર બાંધ્યાં હતાં.

A band of silk=રેશમી પટો.
Which went round their bodies=જે (પટો) તેમના શરીરની આસપાસ જતો હતો.

The hard skin of one of them=તેમાંના એકની કઠણ ચામડી.

Began to split (બિગૅન ટુ સ્પ્લિટ) ચીરાવા–ફાટવા–માંડી.

Creature (ક્રીચર) પ્રાણી
It walked on to Abdul's finger=તે ચાલતું ચાલતું અબદુલની આંગળી પાસે ગયું.

Showed (શોડ) બતાવ્યું.
Wings (વિન્ગ્ઝ) પાંખો.
It has very small wings for a butterfly=પતંગિયા તરીકે તેને ઘણી નાની પાંખો છે.
So it has=તેને તેમ છે.
Let it rest=તેને આરામ લેવા દે.

For a while (ફોર અ વ્હાઇલ) થોડીવાર.
Queer (કવીયર) વિચિત્ર.
The trunk of a tree (ટ્રન્ક) ઝાડનું થડ.
It rested there...hanging down=પોતાની ટુંકી પાંખો નીચે લટકતી રાખીને તેણે ત્યાં આરામ લીધો.
As he watched it=જ્યારે તે તેને તપાસતો હતો.
To curl (ટુ કર્લ) ના ગુચ્છા વળવા-થવા; વાંકુંચુંકું વળવું.
He saw the wings (to) curl......than ever=તેણે પાંખોને ગુંચળા વળતી (વળી જતી) અને હમેશ કરતાં નઠારી દેખાતી જોઈ.
He still kept watching it=હજી પણ તેણે તેને નિહાળવાનું જારી રાખ્યું.
He saw the wings (to) grow larger......in his garden=પોતાના બાગમાં તેણે જે પતંગિયાને જોયું હતું તેની પાંખ જેટલી મોટી જ્યાંસુધી તે થઈ ત્યાંસુધી તેણે પેલી પાંખોને વધારે ને વધારે મોટી થતી જોઈ.

They bent=તેઓ વળી જતી.
Moved (મૂવ્ડ) હાલતું; ચાલતું.
Stiff (સ્ટિફ) અકડ.
A full-grown butterfly= પુરેપુરૂં મોટું થયેલું પતંગિયું.
It spread out=તેણે પાથરી.
Pretty (પ્રિટિ) સુંદર.
He carried it to his father (કૅરિડ) તે તેને પોતાના બાપ પાસે લઈ ગયો.
Powder (પાઉડર) ભુકો.
He asked what it was= તે શું હતું તે તેણે પુછ્યું.
That powder is made up =તે ભુકો બનેલો છે.
Which are quite covered with scales=જે આખે શરીરે ભીંગડાથી ઢંકાયલી હોય છે.
Next (નેક્સ્ટ) પછી.
Thin (થિન) પાતળી.
Tube (ટ્યુબ) નળી.
It sucks up (ઇટ સક્સ અપ) તે ચુસે છે.
Sweet (સ્વીટ) મીઠો; ગળ્યો.
Juices (જ્યુસિઝ) રસો.
The other ten that you speak of=જે બીજા દસ વિષે તું બોલે છે.

True legs (ટ્રુ) ખરા પગ.
Sometimes=કોઇ કોઇવાર.
Claspers ( કલાસ્પર્સ ) વળગી રહેનાર; ચોંટી રહેનાર.
Abdul then let the butterfly loose=પછી અબ્દુલે તે પતંગિયાને છૂટું મુક્યું.
All his pets had turned into butterflies=તેનાં બધાં લાડકાં પ્રાણીઓ પતંગિયાં બન્યાં હતાં.

---

## પાઠ ૨૬ મો.

The tiger (ધ ટાઇગર) વાઘ.
A lion (એ લાયન) સિંહ.
Silent (સાઇલન્ટ) ચુપ; શાંત.
An animal (ઍન ઍનિમલ) પ્રાણી.
Sudden ( સડ્ન ) ઓચિંતા; અણધાર્યા.
Moment (મોમેન્ટ) ક્ષણ; પળ.
Whiskers (વ્હિસ્કર્સ) મુછના થોભીયા.
Danger (ડેઇન્જર) ભય.
Pistol (પિસ્ટલ) પીસ્તોલ.
Pillow (પિલો) ઓશીકું; તકીયો.
To taste (ટુ ટેઇસ્ટ) ચાખવું; સ્વાદ લેવો.
Tasted (ટેઇસ્ટેડ) ચાખ્યું.
Leopard (લૅપર્ડ) ચિત્તો.
Nature (નેચર) સ્વભાવ.
Tongue (ટંગ) જીભ.
To seize (ટુ સીઝ) પકડવું.
Growl (ગ્રાઉલ) ઘુરકવું તે.
To growl (ટુ ગ્રાઉલ) ઘુરકવું.
Prey (પ્રે) શિકાર.
Tawny (ટૉનિ) પીળાશ પડતા.
Colour (કલર) રંગ.
Fierce (ફિયર્સ) ક્રૂર.
The tiger is......the world=દુનિયામાં માલમ પડતા ક્રૂર પ્રાણીઓમાં વાઘ સૌથી ક્રૂર છે.
And yet=અને એમ છતાં.
To belong to=માં ગણતરી થવી; ને તાબે હોવું.
Tribe (ટ્રાઇબ) જાત.
Quiet (કવાએટ) શાંત.
Gentle (જેન્ટ્લ) નમ્ર.
It belongs to the same tribe as the quiet gentle cat=શાંત નમ્ર બિલાડી જે જાતની છે તેજ જાતનો તે છે–તેજ જાતમાં તેની ગણતરી થાય છે.

The cat tribe=બિલાડીની જાત.
Lions and leopards...... cat tribe=સિંહો ને ચિત્તા પણ બિલાડીની જાતના છે.
To live on flesh (ફ્લેશ) માંસ ખાઇને રહેવું.
Bound (બાઉન્ડ) ફાળ; કુદકો.
How silently (હાઉ સાઇલન્ટલિ) કેવી ચુપકીથી—શાંત રીતે.
The cat peeps (પીપ્સ) બિલાડી ડોકીયાં કરે છે.
To pounce upon (ટુ પાઉન્સ અપૉન) ના પર તરાપ મારવી.
We have seen her suddenly (to) pounce...(to) kill it=બિચારા ઉંદરપર ઓચિંતી તરાપ મારતી અને તેને મારી નાખતી આપણે તેને (બિલાડીને) જોઇ છે.
Tigers do just the same =વાઘો એજ પ્રમાણે કરે છે.
Like the cat's=બિલાડીના પગોની માફક.
Their feet are padded (પૅડેડ) ગાદીવાળા હોય છે.
Pad (પૅડ) ગાદી; પુઠું.
Bottom (બૉટમ) તળીયું.
Softly=ધીમેથી.
Without any noise (ઉવિધાઉટ એનિ નૉઇઝ) કંઇ અવાજ કર્યા વિના.
To feel their way (ફીલ) =પોતાનો રસ્તો શોધવો.
What a rough tongue (ઉવૉટ એ રફ ટંગ) કેવી ખડબચડી જીભ.
Much rougher=ઘણી વધારે ખડબચડી.
Licked (લિક્ડ) ચાટ્યો.
It would make it bleed (બ્લીડ) તે તેને લોહીલોહાણ બનાવશે.
To bleed=લોહી નીકળવું.
Useful (યુસફુલ) ઉપયોગી.
In cleaning bones (ઇન કલીનિંગ બોન્ઝ) હાડકાં સાફ કરવામાં.
Blood (બ્લડ) લોહી.
It wants more=તેને વધારે જોઇએ છે.
A story has been told (એ સ્ટોરિ હૅઝ બીન ટોલ્ડ) એક વાર્તા કહેવાય છે.
Tame (ટેઇમ) પાળેલા.

Licking the hand of its master=પોતના ધણીનો હાથ ચાટતાં.

Asleep (અસ્લીપ) ઉંઘમાં;સુતેલો.

The tiger wanted to show its love=વાઘ પોતાનો પ્રેમ બતાવવા માગતો હતો.

Just as a cat does=જેમ બિલાડી કરે છે તેમ.

Its rough tongue made blood (to) come=તેની ખડબચડી ચામડીએ લોહી કાઢ્યું.

The pain awoke the tiger's master=દરદે વાઘના માલીકને જગાડયો; દરદથી વાઘનો માલીક જાગ્યો. [લેવો.

To draw away (ડ્રૉ) ખેંચી

A low angry growl=ગુસ્સાવાળું ધીમું ઘુરકીયું.

A low angry...his danger ગુસ્સાવાળા ધીમા ઘુરકીયાથી પોતે ભયમાં છે એમ તેને જણાયું.

The tiger had tasted blood=વાઘે લોહી ચાખ્યુ હતું.

He was no longer tame =તે હવે પાળેલો વાઘ—પાળેલા વાઘ જેવો—રહ્યો નહિ.

It wanted=તેને જોઇતું હતું.

He quietly drew a pistol from under the pillow=ઓશીકા તળેથી તેણે શાંતપણે પીસ્તોલ ખેંચી.

He shot the animal dead (હિ શૉટ ધિ ઍનિમલ ડેડ) તેણે તે પ્રાણીને ગોળી મારી મારી નાખ્યું.

Light tawny brown (લાઇટ ટૉનિ બ્રાઉન) ઝાંખો પીળચટો બદામી રંગનો.

Stripes (સ્ટ્રાઇપ્સ) ચટાપટા.

Bars (બાર્સ) સળીયા; આડી.

Nearly (નિઅર્લિ) લગભગ.

Round the body (રાઉન્ડ ધ બૉડિ) શરીરની આસપાસ.

These stripes form rings =આ ચટાપટાઓ વીંટી આકારના હોય છે.

To form (ટુ ફૉર્મ) બનાવવું.

The under parts of the body=શરીરના અંદરના ભાગો.

Inner (ઇનર) અંદરની.

Sides (સાઇડ્ઝ) બાજુઓ.

Almost (ઑલમોસ્ટ) ઘણુંખરું; લગભગ.

Mane (મેઇન) કેશવાળી.

A tiger has no mane=વાઘને કેશવાળી હોતી નથી.
Its body is...so thick=તેનું શરીર સિંહના શરીર જેટલું છેક ઉંચું હોતું નથી, અને તેટલું જાડું હોતું નથી.
Shorter=વધારે ટુંકું.
Rounded (રાઉન્ડેડ) ગોળ; ગોળાકારનું.
Than that of the lion=સિંહના માથા કરતાં.

---

## કવિતાઓ.

(૧)

Poems (પોએમ્સ) કવિતાઓ.
Birdie (બર્ડિ) નાનું પક્ષી–'bird' શબ્દનું નાનો અર્થ બતાવનારૂં રૂપ.
At peep of day (પીપ) દિવસ ડોકીયું કરે ત્યારે; પરોઢિયું થાય ત્યારે.
Let me fly=મને ઉડવા દો; મને ઉડવાની રજા આપો.
Rest a little longer=થોડો વધારે વખત આરામ લે.
Till the little wings are stronger=જ્યાં સુધી નાની પાંખો મજબુત થાય ત્યાં સુધી.
Baby (બેબિ) બાળક.
Let me rise=મને ઉઠવા દો.
Baby, sleep a little longer=હે બાળક, થોડી વધારેવાર ઉંઘ.
Limbs (લિમ્બ્ઝ) શરીરના અવયવો.
Baby too shall fly away=બાળક પણ ખચિત ઉડી જશે.

---

(૨)

A song (એ સૉન્ગ) ગીત; ગાયન.
Fairies (ફેરિઝ) અપ્સરાઓ; સ્વર્ગની સ્રીઓ; પરીઓ.
A fairy (એ ફેરિ) અપ્સરા; પરી.
By the moon=ચંદ્રમાની પાસે.
We sport (વિ સ્પોર્ટ) અમે રમીએ છીએ.
With the night.....day=રાત પડે ત્યારે અમારો દિવસ શરૂ થાય છે.
To dance (ટુ ડૅન્સ) નાચવું.
As we dance=જ્યારે અમે નાચ કરીએ છીએ ત્યારે.

Dew (ડ્યુ) ઝાકળ.
Doth fall (ડથ ફૉલ) પડે છે.
To trip (ટુ ટ્રિપ) થન થન કુદવું; નાચવું.
Trip it, (we) little fairies all!=અમે બધી નાની અપ્સરાઓ નાચીએ કુદીએ છીએ!
Lightly (લાઇટ્લિ) ધીમેથી.
Winged (વિન્ગેડ) પાંખવાળા.
A bee (એ બી) ભમરો; મધમાખી.
Two by two=બબ્બેની હારમાં; બબ્બેના જોડકામાં.
Abcut we go=અમે આમતેમ જઇએ છીએ.
Lightly as the winged ...about go we=બબ્બે અને ત્રણ ત્રણના જોડકામાં પાંખવાળા ભમરાની માફક અમે ધીમેથી આમતેમ જઇએ છીએ, અને આમતેમ જઇએ-ફરીએ-છીએ.

---

( 3 )

Nation (નેશન) પ્રજા.
Strength (સ્ટ્રેન્ગ્થ) બળ; જોર.
A nation's strength= પ્રજાનું બળ.
Gold (ગોલ્ડ) સોનું.
A people (એ પીપલ) કોઇ પણ પ્રજા.
Not gold......great and strong=સોનું (દ્રવ્ય) નહિ, પરંતુ માણસોજ કોઇપણ પ્રજાને મહાન અને જોરાવર બનાવી શકે છે.
Truth (ટ્રુથ) સત્ય.
Honour (ઑનર) માન.
For truth and honour's sake (સેઇક) સત્ય અને (સ્વ) માનની ખાતર.
To suffer (ટુ સફર) સહન કરવું.
Long=લાંબા વખત સુધી.
Men who for truth...... suffer long=જે માણસો સત્ય અને સ્વમાનની ખાતર દ્દઢતાથી મજબૂતપણે ઉભા રહે છે અને લાંબા વખત સુધી દુઃખો સહન કરે છે.
Brave (બ્રેઇવ) બહાદુર.
While others sleep=જ્યારે બીજાઓ ઉંઘે છે ત્યારે.
Who dare (હુ ડૅર) જેઓ હિંમત કરે છે-હામ ભીડે છે.
Pillars (પિલર્સ) થાંભલાઓ.

They build a nation's pillars deep=તેઓ કોઇપણ પ્રજાના થાંભલા ઉંડા બાંધે છે; તેઓ કોઈપણ પ્રજાને સંગીન પાયાપર મૂકે છે.

They lift them=તેઓ તેમને ઉંચકી જાય છે-ઉંચે લઇ જાયછે.

To the sky=આકાશ આગળ.

---

(૪)

Rain (રેઇન) વરસાદ.

Clouded (કલાઉડેડ) વાદળાવાળું.

A cloud (એ કલાઉડ) વાદળું.

Thirsty (થર્સ્ટિ) તરસ્યા.

Thirst (થર્સ્ટ) તરસ.

Parched (પાર્ચ્ડ) સેકાઇ ગએલી; ખૂબ તપી ગએલી.

Cisterns (સિસ્ટર્ન્સ) પાણીની ટાંકીઓ.

To grumble (ટુ ગ્રમ્બલ) બડબડવું; ફફડાટ કરવો.

Do you hear......saying =વરસાદ શું કહે છે તે તમે સાંભળો છો ?

As it falls......sky=જ્યારે તે વાદળાવાળા આકાશમાંથી પડે છે ત્યારે.

It sings a song=તે એક ગાયન ગાય છે.

It tells a tale (ઇટ ટેલ્સ એ ટેઇલ) તે એક વાર્તા કહે છે.

A tale=વાર્તા.

If you try=તમે યત્ન કરો તો.

I am bringing=હું લાવું છું.

Drops (ડ્રૉપ્સ) ટીપાં.

Earth (અર્થ) જમીન

For the earth......dry= જે જમીન સેકાઇ ગઇ છે ને સુકાઇ ગઈ છે તેને માટે.

I feed (ફીડ) હું ખવડાવું છું.

A river (રિવર) નદી.

A brook (બ્રુક) નાની નદી; વહેળિયું; નાળું.

A sea (સી) દરિયો.

Cloudy (કલાઉડિ) વાદળાંવાળું.

As I fly......sky=જ્યારે હું વાદળાવાળા આકાશમાંથી ઉડું છું ત્યારે.

I wash (આઇ ઉવૉશ) હું ધોઇ નાખું છું.

Roads (રોડ્ઝ) રસ્તા.

Streets (સ્ટ્રીટ્સ) મહોલ્લા.

Quite clean (કવાઇટ કલીન) તદ્દન ચોખ્ખા.

I wash......quite clean= રસ્તાઓ અને મહોલ્લાઓ ધોઇને હું તદ્દન ચોખ્ખા કરૂં છું.

I fill (ફિલ) હું ભરૂં છું.

Tanks (ટૅન્કસ) તળાવો.

Too (ટુ) પણ.

Morning bath (મૉર્નિંગ બાથ) સવારનું સ્નાન; સવારમાં નહાવું તે

Quite well=તદ્દન સારીરીતે.

I have plenty to do (પ્લેન્ટિ) મને પુષ્કળ કામ કરવાનું છે.

When it rains=જ્યારે વરસાદ પડે છે ત્યારે.

When you can't(=cannot) go out=જ્યારે તમે બહાર જઇ શકતા નથી.

You start (યુ સ્ટાર્ટ) તમે શરૂ કરો છો.

Think (થિન્ક) વિચાર કરો.

The rain does good=વરસાદ ભલું કરે છે.

It only falls...you may drink=તે માત્ર એટલા માટે પડે છે કે ફૂલો અને તમે તે પીઓ.

---

(પ)

What for=શા માટે.

What I live for=હું શા માટે જીવુ છું.

I live for those who love me=જેઓ મને ચાહે છે તેમને માટે હું જીવુ છું.

Whose hearts (હુઝ હાર્ટ્સ) જેઓનાં અંતઃકરણ.

True (ટ્રુ) સાચા.

Heaven (હેવન) સ્વર્ગ.

For the heaven...above me=મારા ઉપર ઉંચે જે સ્વર્ગ હસે છે–ચકચકિત દેખાય છે–તેને માટે.

(That) awaits my spirit too=વળી જે મારા આત્માની રાહ જુએ છે.

To await (ટુ અવેઇટ) ને માટે રાહ જોવી.

Spirit (સ્પિરિટ) આત્મા.

Human (હ્યુમન) માણુસ સંબંધી.

Ties (ટાઇઝ) બંધનો; ગાંઠો.

To bind (બાઇન્ડ) બાંધવું.

For all human ties that bind me=મનુષ્ય સાથેના જે સંબંધો મને બંધન કર્તા છે તે માટે.

Task (ટાસ્ક) સોંપેલું કામ.
Assigned (ઍસાઇન્ડ) સોંપેલું.
For the task assigned (to) me by God=ઇશ્વરે મારે માટે નક્કી કરેલા કામ માટે.
Hopes (હોપ્સ) આશાઓ.
Bright hopes=મોટી આશાઓ.
For the bright hopes left behind me=મારી પછવાડે મુકેલી મોટી આશાઓ માટે.
And (for) the good that I can do=અને જે ભલું હું કરી શકું તે માટે.
The good=કલ્યાણ; ભલું.

---

( ૬ )

I'll (=I will) try (આઇલ ટ્રાઇ) હું કોશિશ કરીશ.
Will climb (ઉવિલ કલાઇમ) ચઢશે.
The hill top=ટેકરીની ટોચ.
The little boy...the hill top=જે નાનો છોકરો કહે છે કે "હું કોશિશ કરીશ" તે છોકરો ટેકરીની ટોચપર ચઢશે.
Bottom (બૉટમ) તળેટી; તળીયું.
Will stop (ઉવિલ સ્ટૉપ) અટકશે.
The little boy...bottom stop=જે નાનો છોકરો કહે છે કે "હું કરી શકું નહિ" તે નાનો છોકરો તળેટીએ અટકી જશે.
Great things=મહાન ચીજો.
"I'll try"...every day="હું કોશિશ કરીશ" એવું કહેનાર હમેશાં મહાન કામો કરે છે.
Nothing (નથિંગ) કંઇ નહિ.
"I can't" gets nothing done="હું (કરી) શકીશ નહિ" એવું કહેનાર કંઇ કરાવતો—કરતો—નથી.
Be sure (બિ શ્યુર) ખાત્રી રાખો.
Alone (અલોન) એકલા.
Let "I can't" alone="હું (કરી) શકીશ નહિ" એ શબ્દોને એકલા રહેવા દો; "હું (કરી) શકીશ નહિ" એવા શબ્દો બોલો નહિ.

---

( ૭ )

God (ગૉડ) પરમેશ્વર.
Made (મેઇડ) બનાવ્યા.
To make (ટુ મેઇક) બનાવવું.
God made them all=ઇશ્વરે તેમને બધાને બનાવ્યા.

Wonderful (વન્ડરફુલ) નવાઇ પમાડે તેવી; આશ્ચર્યજનક.
Mountain (માઉન્ટિન) પર્વત.
Pleasant (પ્લેઝન્ટ) આનંદ આપે તેવા; ખુશકારક.
Creatures (ક્રીચર્સ) જીવો.
Wise(વાઇઝ)ડહાપણવાળી; ડાહી.
Each (ઇચ) દરેક.
Each little flower that opens=જે નાનું ફૂલ ઉઘડે છે–ખીલે છે–તે દરેક.
Glowing (ગ્લોઇંગ) ઝગઝગતા; [ચળકતા.
Colours (કલર્સ) રંગો.
Tiny (ટાઇનિ) નાની.
Purple (પર્પલ) જાંબુડો.
The purple-headed mountain=જાંબુડા રંગના શિખરવાળો પર્વત.
Running by=વહેતી.
The sunset (ધ સન્સેટ) સૂર્યાસ્ત
Lighteth (=lights)=[લાઇટેથ] સળગાવે છે; પ્રકાશિત બનાવે છે.
That lighteth up the sky=જે આકાશને અજવાળું આપે છે.
Tall (ટૉલ) ઉંચા.
Greenwood (ગ્રીનવુડ) જંગલ.
Summer (સમર) ઉનાળો.

The pleasant summer sun =આનંદ આપે તેવો ઉનાળાનો સૂર્ય.
Ripe (રાઇપ) પાકાં.
Fruits (ફ્રુટ્સ) ફળો.
Garden (ગાર્ડન) બાગ; બગીચો.
Every one (એવરિ વન) દરેક જણ–ચીજ.
Gave (ગેઇવ) આપી.
Us (અસ) આપણને.
He gave us eyes to see them=તેમને જોવાને માટે તેણે આપણને આંખ આપી.
Lips (લિપ્સ) હોઠો. [શક્તિમાન.
Almighty (ઑલમાઇટિ) સર્વ
We might tell=આપણે કહીએ.
Who hath (=has) made (હુ હૅથ મેઇડ) જેણે બનાવી છે.
And he gave us lips that......all things well =અને તેણે આપણને હોઠ આપ્યા કે જેથી સર્વ શક્તિમાન પ્રભુ જેણે બધી ચીજો સારી બનાવી છે તે કેટલો મોટો છે તે આપણે કહીએ–કહી શકીએ.

(૮)

Save (સેઇવ) બચાવ; રક્ષણ કર.
The king=રાજા.

God save the king=હે પ્રભુ, રાજાને બચાવ.
Gracious ( ગ્રેશ્યસ ) કૃપાળુ.
Glorious (ગ્લોરિયસ) કીર્તિવાન; વિખ્યાત.
Victorious (વિક્ટોરિયસ) ફતેહ-મંદ; વિજયી.
To defend (ટુ ડિફેન્ડ) બચાવવું; રક્ષણ કરવું.
God save our gracious king=હે પ્રભુ, અમારા કૃપાળુ રાજાને તું બચાવ.
Noble (નોબલ) ઉમદા;ઉદાર દીલના.
Long live our noble king (=May our noble king live long )=અમારા ઉમદા (ઉદાર દીલના) રાજા ઘણું જીવો.
Send him victorious... to reign over us=અમારા પર લાંબો વખત રાજ્ય કરવાને તું એમને ફતેહમંદ, સુખી અને કીર્તિવાન (બનાવીને) મોકલ.
To reign (ટુ રેઇન) રાજ્ય કરવું.
Thy (ધાઈ) તારી.
Choicest ( ચૉઇસેસ્ટ ) ઉત્તમ; ખાસ પસંદ કરેલી.
Gifts (ગિફ્ટ્સ) બક્ષીસો.

Store (સ્ટોર) ભંડાર.
Be pleased (બિ પ્લીઝડ) ખુશી થા; પ્રસન્ન થા; મહેરબાની કર.
To pour ( ટુ પોર ) રેડવું; વરસાદ વરસાવવો.
Thy choicest gifts...to pour ( =Be pleased to pour on him thy choicest gifts in store )= તારા ભંડારમાંની ઉત્તમ ચીજો તેના પર વરસાવવાને-તેને છૂટથી આપવાને-પ્રસન્ન થા (મહેરબાની કર).
Long may he reign=તે લાંબો વખત રાજ્ય કરો.
Laws ( લૉઝ ) કાયદા.
May he defend our laws =તે અમારા કાયદાનું રક્ષણ કરો.
Ever (એવર) હંમેશાં.
Cause ( કૉઝ ) કારણ.
Voice ( વૉઇસ ) અવાજ.
May he defend..." God save the king !"=તે અમારા કાયદાનું રક્ષણ કરો, ને " પ્રભુ, રાજાને બચાવ" એમ ખરા મનથી તેમજ વચનથી હંમેશાં ગાવાનું અમને કારણ આપો.

---

# તરજુમો.

## (૧) ચા.

૧. ચાનો છોડ એક નાનો છોડ અથવા નાનું ઝાડ છે. જે ખેતરમાં ચાના છોડ ઉગાડવામાં આવે છે તે ખેતર ચાનો બગીચો કહેવાય છે. આ પાનાને મથાળે એક ચાના બગીચાનું ચિત્ર છે.

૨. પેલા પુરૂષો અને સ્ત્રીઓ શું કરે છે? તેઓ છોડપરથી પાંદડાં ચુંટે છે અને તેને પોતાની ટોપલીઓમાં મૂકે છે.

૩. ખેતરને બીજે છેડે તમે એક ઘર જુઓ છો. જ્યારે મજુરોની ટોપલીઓ ભરાઇ જાય છે ત્યારે તેઓ તે ટોપલીઓને તે ઘેર લઈ જાય છે. અહીં પાંદડાં સુકવવામાં આવે છે, પેટીઓમાં દાબી દાબીને ભરવામાં આવે છે, અને દુનિયાના બીજા ભાગોમાં મોકલવામાં આવે છે.

૪. ચા ટેકરીઓ પર ઉગે છે. મેદાનપર એટલી બધી ગરમી પડે છે કે તે ત્યાં ઉગી શકે નહિ. ચિત્રમાં તમે જે ચાનો બગીચો જુઓ છો તે ટેકરીની બાજુપર છે. જમીન જમણી બાજુએ ઢોળાવ પડતી છે.

ચા ટેકરીઓ પર ઉગાડવામાં આવે છે.

---

## (૨) મહેલ.

૧. રાજા ઘણા મોટા ઘરમાં રહે છે અને તે (ઘર) મહેલ કહેવાય છે.

૨. આ પછીના પાનાપરના ચિત્રમાં તમે જયપુરના રાજાના મહેલનો દરવાજો જુઓ છો. તેમાંથી ઘણા માણુસો પસાર થાય છે. કેટલાક મહેલમાં દાખલ થાય છે. કેટલાક તેમાંથી બહાર આવે છે.

૩. દરવાજાની દરેક બાજુએ એક ફાનસ છે. જ્યારે અંધારૂં થાય છે ત્યારે આ ફાનસો સળગાવવામાં આવે છે. ત્યારે તમે રસ્તો જોઇ શકો છો.

૪. જો તમે દરવાજાની સામેના ભાગમાં ઉભા રહો તો તમે મહેલનો અમુક ભાગ જોઇ શકો.

આ દરવાજામાંથી ઘણા માણુસો પસાર થાય છે.

---

## (૩) સિપાઈ ( લશ્કરમાંનો ).

૧. આપણા લશ્કરમાંના સિપાઇનું આ ચિત્ર છે. તે ભાલો લઇ જાય છે ( રાખે છે ) તેથી તે ભાલાવાળો સિપાઇ કહેવાય છે. તેના જમણા હાથમાં છેડે અણીવાળી જે લાંબી લાકડી તે પકડી રાખે છે તે તેનો ભાલો છે.

૨. ભાલાવાળો સિપાઇ ઘણા ઉંચા બૂટ પહેરે છે અને તે બૂટ લગભગ તેની જાંગસુધી પહોંચે છે. તેની છાતીના એક છેડાથી બીજા છેડા સુધી તે પહોળો સફેદ પટો પહેરે છે અને તેની કમરની આસપાસ (કપડાનો) સુશોભિત પટો પહેરે છે. તેની પાસે તે (કપડાના) પટામાંથી લટકતી તરવાર હોય છે-રહે છે. તે પાઘડી પહેરે છે ને લડવૈયાના માથાનો ટોપ પહેરતો નથી.

લશ્કરી સિપાઇ પહોળો સફેદ પટો અને ( કપડાનો ) સુશોભિત પટો પહેરે છે.

---

## (૪) ચિત્તો.

૧. ચિત્તો ઘણી મોટી બિલાડીના જેવો છે. તે વિકરાળ પશુ છે, અને તે જંગલમાં રહે છે. પણ જો તે નાનો હોય ત્યારે તેને પકડવામાં આવે તો તે પાળી શકાય છે. પાળેલા ચિત્તા હિંદુસ્તાનમાં શિકાર કરવાના કામમાં આવે છે.

૨. જે માણસને તમે ચિત્રમાં જુઓ છો તે પોતાના ચિત્તાને શિકાર કરવા બહાર લઇ જાય છે. તેની આંખોપર લુગડાનો કકડો બાંધવામાં આવ્યો છે. પણ જ્યારે તે માણસ કોઇ હરણને જોશે ત્યારે તે કકડો છોડી નાંખશે. પછી ચિત્તો આગળ કુદશે ને હરણની પાછળ પડશે.

૩. ચિત્તો ઘણીવાર પોતાના હરણને પકડે છે, પણ કોઇ કોઇ વખત તે તેને ગુમાવે છે. હરણ એટલી ઝડપથી દોડે છે કે તે ચિત્તો તેને પકડી શકતો નથી, અને તે હરણ ચાલ્યું જાય છે.

પાળેલા ચિત્તાઓ હિંદુસ્તાનમાં શિકાર કરવાના કામમાં આવે છે.

## (૫) હું ઇચ્છું છું.

૧. ઉનાળામાં એક દિવસ એક કુતરો તળાવ પાસે આવ્યો અને તેમાં એક માછલી જોઇ. તેણે કહ્યું, "હું ઇચ્છું છું કે હું આખો દિવસ તળાવમાં રહી શકું તો હું હમણાં જેટલો તાપથી તપી જાઉં છું તેટલો ન તપી જાઉં."

૨. તેણે તે સુખી માછલી તરફ નજર કરી નહિ, પણ પોતાની આંખો બંધ કરી ને ઘાસ પર સુતો.

૩. થોડીવાર પછી તેણે તે માછલીને કહેતાં સાંભળી, "અરે, હું ઇચ્છું છું કે હું તે કુતરાની માફક તાજા લીલા ઘાસપર સુઇ શકું! તે જગા ખરેખર બહુ સુંદર અને હુંફાળી દેખાય છે."

૪. તે કુતરો ઉઠયો, અને રસ્તાપર થઇને ઘેર ગયો. જ્યારે તે ગયો (જતો હતો) ત્યારે તેણે એક પક્ષીને હવામાં ઉડતું જોયું.

૫. તે પક્ષીએ કહ્યું, "હું ઇચ્છું છું કે હું પેલા કુતરાની માફક આખો દિવસ રમી શકું. તે કેવી સુખી જીંદગી ગાળે છે!

૬. "હું મારો માળો બનાવું છું, અને મારી પાંખો બહુ થાકી ગયેલી છે. મારે દરરોજ આમતેમ ઉડવું જોઇએ—પડે છે—અને જ્યાંસુધી મારૂં કામ થઈ રહે ત્યાંસુધી ઘાસ અને ઉન લાવવાં જોઇએ—પડે છે."

૭. જ્યારે તે કુતરો ઘેર ગયો (જતો હતો) ત્યારે તેણે પોતાની જાતને કહ્યું, "તે માછલી અને પક્ષી બંને મારી અદેખાઇ કરે છે. મને જે કંઇ મળે તે વડે હું સંતોષથી રહીશ. દરેક જણ પાસે કંઇ સારી ચીજ હોય છે."

દરેક જણ પાસે કંઇ સારી ચીજ હોય છે.

---

## (૬) તે મારી જગા છે—ભાગ ૧.

૧. એક જુના (ઘરડા) ઝાડમાં એક પક્ષી રહેતું હતું. બે વરસ સુધી તેણીએ પોતાનો માળો ત્યાં ઝાડની એક ડાળીપર બાંધ્યો હતો.

૨. ત્રીજે વરસે જ્યારે તે પોતાનો માળો બાંધવા આવી ત્યારે જે ડાળીને તે પોતાની ડાળી કહેતી (ગણતી) હતી તે પર તેણે એક નાનું પક્ષી જોયું.

૩. નાનું પક્ષી કે જેણે પોતાની ચાંચમાં થોડું ઘાસ અને ઉન રાખ્યું હતું તેને પેલા ઘરડા પક્ષીએ કહ્યું, "તું અહીં શા માટે આવી છે?"

૪. પેલા નાના પક્ષી કહ્યું, "હું અહીં મારો માળો બાંધવા આવી છું." તે ઘરડા પક્ષીએ કહ્યું, "તારે અહીં ન આવવું જોઇએ. આ મારી જગા છે."

૫. નાના પક્ષીએ કહ્યું, "તે તમારી જગા નથી. તે મારી છે. આ વસંતઋતુમાં હું અહીં પહેલી આવી હતી. તમે તો માત્ર હમણાં આવ્યા છો. મેં શું કર્યું છે તે જુઓ." તેણે પેલા ઘરડા પક્ષીને જે ઘાસ અને ઉન પોતે તૈયાર કર્યું હતું તે બતાવ્યું.

૬. તે ઘરડા પક્ષીએ ફરીથી કહ્યું, "તે મારી જગા છે, તારી નથી. આ ઝાડપર હું પહેલી આવી હતી, હું ત્યાં બે વરસ થયાં આવું છું. અને હમણાં જ્યારે હું પાછી આવું છું ત્યારે હું તને અહીં જોઉં છું."

૭. (નાના પક્ષીએ કહ્યું) "હા, અને હું અહીં રહેવાનો ઇરાદો રાખું છું." ઘરડા પક્ષીએ ગુસ્સે થઇ કહ્યું, "વહેલો તે પહેલો." નાના પક્ષીએ કહ્યું, "અને હું તેજ કહું છું."

ઘરડા પક્ષીએ કહ્યું "વહેલો તે પહેલો."

---

## (૭) તે મારી જગા છે—ભાગ ૨.

૧. ઘરડા પક્ષીએ નાના પક્ષીને ચાંચ ભોંકી અને (તેનું) ઘાસ અને ઉન ખેંચી કાઢવા કોશિષ કરી. તે નાના પક્ષીએ તેનાપર હુમલો કર્યો, અને તેઓ ભારે લડયા.

૨. દરેક પક્ષી બોલી ઉઠયું, "તે મારી જગા છે." "ના, તે મારી છે." "હુ અહીં પહેલું આવ્યું હતું." "ના, હું (પહેલું) હતું."

૩. એક ઘરડી બિલાડી કે જે નજીકમાં તડકામાં પડી હતી તે બોલી, "આ શું છે? શો ઘોંઘાટ! મારે જવું જોઇએ ને શું બન્યું છે તે જોવું જોઇએ." તે ધીમેથી આગળ ગઇ, ઝાડપર કુદકો મારીને ચઢી અને તે બે પક્ષીઓ કહેતા હતા તે સાંભળ્યું.

૪. તેઓ (તે પક્ષીઓ) એટલાં બધાં ગુસ્સે થયેલાં હતાં કે તેઓએ પહેલાં તો તેને જોઇ નહિ. પછી તેઓએ પોતાની નજીકમાં ઘણો કઠોર અવાજ સાંભળ્યો; તે અવાજે કહ્યું, "તમે બંને તે જગા રાખી શકો નહિ."

૫. તે બિલાડીએ પોતાના આગલા દરેક પંજામાં તેમને અકેકને પકડયાં.

૬. તે બિલાડીએ તે ઘરડા પક્ષીને કહ્યું, "તે તારી જગા નથી. આ વરસે તું હદપાર મોડું હતું. તું લડકણું પક્ષી છે ને તું લડે છે. હું તને જીવવા દઇ શકું નહિ." પછી તે બિલાડી તેને ખાઇ ગઇ.

૭. તેણીએ નાના પક્ષીને કહ્યું, "અને તે તારી જગા નથી. ઘરડું પક્ષી ત્યાં ગયે વરસે આવ્યું હતું. તું તદ્દન ગેરવ્યાજબી (અયોગ્ય) રીતે વર્ત્યું છે. હું તને જીવવા દઇ શકું નહિ." તેથી તેણી તે પક્ષીને પણ ખાઇ ગઇ.

૮. પછી તે બિલાડી ઝાડ નીચે ગઇ અને તડકામાં પડી. તેણે કહ્યું, "એનો અંત આવ્યો છે."

પછી તે બિલાડી ઝાડ નીચે ગઇ ને તડકામાં પડી.

---

## (૮) કાશીમાં.

૧. હિંદુસ્તાનના દરેક છોકરાએ કાશી શહેર વિષે સાંભળ્યું છે. કદાચ તમારામાંના કેટલાક છોકરાઓ ત્યાં ગયા હશે. આ મોટા શહેર આગળ થઇને મોટી ગંગા નદી વહે છે.

૨. ૧૮મા પાનાપરના ચિત્ર તરફ જુઓ. ગંગાનદીના કિનારા પરના ઘાટમાંનો આ એક છે. પગથીયાં પર થઇને કેટલાં બધાં માણસો ઉપર નીચે જાય છે!

૩. આ માણસો પગથીયાંની નીચે નદી તરફ શા માટે જાય છે? બધા હિંદુઓ ધારે છે–માને છે–કે ગંગા એ બહુ પવિત્ર નદી છે. તેઓ ધારે છે–માને છે–કે જો આપણે તેના પાણીમાં સ્નાન કરીએ, તો આપણું કંઇ કલ્યાણ થશે.

૪. કાશીએ ગંગા નદીમાં સ્નાન કરવા સારૂ હિંદુસ્તાનના બધા ભાગોમાંથી પુરૂષો અને સ્ત્રીઓ આવે છે. ઘણા ઘરડા સ્ત્રી–પુરૂષોને તેમના મિત્રો કાશીએ લાવે છે તેઓ પોતાના આખરના દિવસો તે નદીના કિનારાપર ગાળવા ઇચ્છે છે. તેઓ માને છે કે ગંગાના કિનારે દેહ છોડવો એ સારૂં છે.

૫. ચિત્ર તરફ બારીકીથી જુઓ. ડાબી બાજુએ એક રાજાનો મહેલ છે. આ નદીના કિનારા પર ઘણા રાજાઓએ મહેલો બાંધ્યા છે. જમણી બાજુએ થોડા તંબુ છે. જે વિદ્વાન માણસો તેમની સાથે વાત કરે તે ધ્યાન દઇને સાંભળવા માટે માણસો આ તંબુઓ નીચે બેસે છે.

૬. નદીમાં ઘણા માણસો નહાય છે. હમણાં તમે તેઓનાં માથાં પાણીની બહાર જોઇ શકો છો. પગથીયાંની નીચે નદીમાં માણસો પગ મૂકે છે.

૭. તમે કદી કાશી ગયા છો? નદીના બીજા કિનારા પરથી જ્યારે તમે કાશી તરફ જુઓ ત્યારે શહેર કેટલું સુંદર છે તે તમને જણાશે. નદીના બીજા કિનારાપરથી કાશી સુંદર દેખાય છે.

---

## (૯) સ્વાશ્રય (જાત મહેનત).

૧. અનાજ ઉગેલા એક ખેતરમાં એક પક્ષીએ પોતાનો માળો બનાવ્યો હતો. સવારમાં તે ખોરાક મેળવવાને બહાર ગઇ ત્યારે તેણે પોતાનાં બચ્ચાંને કહ્યું, "તમે તમારા કાન નક્કી ખુલ્લા રાખજો."

૨. સાંજે તે ઘેર આવી ત્યારે તેણે બચ્ચાંઓને બહુ ગભરાયલાં જોયાં. તેઓએ કહ્યું, "મા, અમે આજે ખેડુતને તેના દીકરા સાથે વાત કરતો સાંભળ્યો.

૩. "તેણે કહ્યું, 'અનાજ હવે એવું પાકી ગયું છે કે આવતી કાલે તેની કાપણી કરવામાં મને મદદ કરવા હું મારા મિત્રોને તેડાવીશ.' મા, આપણે શું કરશું?"

૪. તેણે (માએ) કહ્યું, "બ્હીશો નહિ. જ્યારે (જ્યાં સુધી) ખેડુત પોતાને મદદ કરવા સારૂ પોતાના મિત્રોની રાહ જુએ છે ત્યારે (ત્યાં સુધી) અનાજ કપાશે નહિ.

૫. જેમ તેણીએ કહ્યું હતું તેમજ બન્યું. ઘણા દિવસ વીતી ગયા અને છતાંય તે અનાજ કપાયું નહોતું. દરરોજ સવારે તે ધરકું પક્ષી પોતાનાં બચ્ચાંઓને કહેતું, "તમે તમારા કાન નક્કી ખુલ્લા રાખજો."

૬. આખરે એક દિવસ સાંજે તે બચ્ચાંઓએ કહ્યું, "મા, અમે આજે ખેડુતને ફરીથી સાંભળ્યો. તેણે તેના દીકરાને કહ્યું, 'આપણે આપણા પેલા દયા વગરના મિત્રોની હવે બિલકુલ રાહ જોશું નહિ. તું અને હું આવતી કાલે અનાજની કાપણી કરશું.'

૭. તેઓએ આગળ કહ્યું, "અમે બ્હીતા નથી, કારણ કે આગળની માફક તેના શબ્દોનું કંઇ પરિણામ આવશે નહિ."

૮. માએ કહ્યું, "છોકરાંઓ, તમારી ભૂલ છે. બીજું ઘર શોધવા માટે આપણે એકદમ જવું જોઇએ, કારણ કે આપણે અહીં હવે વધારે વખત રહેવાની હિંમત કરી શકીએ નહિ.

૯. "જ્યાં સુધી ખેડુત પોતાનું કામ કરવાને બીજાઓની રાહ જોતો હતો ત્યાં સુધી આપણું ઘર તદ્દન સહિસલામત હતું. પણ હવે તેણે (ખેડુતે) જાતે કાપણી કરવાનો નિશ્ચય કર્યો છે તેથી અનાજ જલદી કપાશે. આપણે નાસી જવું જોઇએ."

હવે તેણે જાતે કાપણી કરવાનો નિશ્ચય કર્યો છે તેથી અનાજ જલદી કપાશે.

## (૧૦) ટપાલ.

૧. અબ્દુલ ઘેર પહોંચ્યો કે તરતજ તેણે કહ્યું, "બાપા, મેં તમારો કાગળ ટપાલમાં નાખ્યો છે." "તેં ટીકીટ ચોડી હતી?"

૨. અબ્દુલે કહ્યું, "હા, બાપા, મેં ટીકીટ ચોડી હતી. પણ આપણે જે કાગળ મોકલીએ તે દરેક પર આપણે શા માટે ટીકીટ ચોડવી જોઇએ?"

તેના બાપે કહ્યું, "કાગળ લઇ જવાને માટે આપણે પૈસા આપ્યા છે એ (હકીકત) ટપાલ ઑફિસના માણસોને બતાવવા માટે તે (ટીકીટ) છે.

૩. "ટપાલીઓના પગાર આપવામાં અને ટપાલના કાગળના કોથળા આગગાડી રસ્તે, ઘોડા પર કે ગાડામાં લઇ જવામાં ઘણો ખર્ચ થાય છે. આપણે જ્યારે કાગળો માટે ટીકીટો ખરીદીએ છીએ ત્યારે આપણે દરેક આ (ખર્ચનો) આપણો ફાળો-ભાગ-આપીએ છીએ."

૪. અબ્દુલે પૂછ્યું, "મેં જે કાગળ હમણાં ટપાલમાં નાખ્યો તે આગગાડી રસ્તે જશે?"

૫. તેના બાપે કહ્યું, "હા, કેટલીક ગાડીઓમાં ડબ્બા-ખાનાં-હોય છે જેમાં ટપાલના કાગળના કોથળા સિવાય કંઇ મૂકવામાં આવતું નથી. જ્યારે ગાડી આગળ ચાલે છે ત્યારે તે ડબ્બામાં માણસો કાગળો જુદા પાડે છે. પછી તેઓ તે કાગળોને બીજા કોથળામાં નાખે છે."

૬. અબ્દુલે પૂછ્યું, "તે માણસો આ કોથળાનું શું કરે છે?"

૭. "જ્યારે ગાડી કોઇ ગામ આગળથી પસાર થાય છે ત્યારે તે ગામના માણસો માટેના કાગળનો કોથળો બહાર ફેંકવામાં આવે છે, અને બીજી જગાઓપર લઇ જવા સારૂ (તે ગામના માણસોએ લખેલા) બીજા કાગળો અંદર લેવામાં આવે છે.

૮. અબ્દુલે ફરીથી પૂછ્યું, "કાગળો ખરાજ (યોગ્ય) માણસોને કેવી રીતે આપવામાં આવે છે?"

૯. તેના બાપે કહ્યું, "વારૂ, ટપાલીઓ ગાડીપર જાય છે અને કાગળના કોથળા ટપાલ ઑફિસમાં લાવે છે. ત્યાં કાગળો પાથરવામાં આવે છે અને તેના પર તે ટપાલ ઑફિસના નામની છાપ મરાય છે. પછી તેઓને ક્રમ (મહોલ્લા) પ્રમાણે મૂકવામાં આવે છે, અને ટપાલીઓ તે કાગળોને ઘરપર (ઘેર ઘેર) લઇ જાય છે."

૧૦. તેના કાકા જે ઘણા માઇલ દૂર (આવેલા) કાનપુરમાં રહેતા હતા તેના પરનો કાગળ અબ્દુલે હમણાં ટપાલમાં નાખ્યો હતો. આગલે દિવસે, તેની કાકી જે એકજ માઇલ દૂર રહેતા હતા તેના પરનો કાગળ ટપાલમાં નાખ્યો હતો. આમ છતાં, તેણે જોયું હતું તે પ્રમાણે, દરેક કાગળપર એકજ જાતની, એક આનાની, ટીકીટ હતી.

૧૧. તેણે પૂછ્યું, "કાકાપરના કાગળનો એકજ આનો શા માટે બેસે છે? કાકીપરના કાગળનો પણ એક આનો બેસે છે, અને (જો કે) કાકા કરતાં તે આપણી બહુ નજીકમાં રહે છે."

૧૨. તેના બાપે કહ્યું, "આપણા પોતાના દેશમાં કાગળ કેટલે દૂર લઇ જવાનો છે તેનો હિસાબ નથી. છેક પાસેના ગામમાં લઇ જવા માટે ટપાલ ઑફિસ જેટલા પૈસા લે છે તેટલાજ પૈસા તે ઘણા માઇલ-ઘણે દૂર-લઇ જવા માટે લે છે. જ્યાંસુધી કાગળનું વજન હદ કરતાં વધારે ન હોય ત્યાંસુધી તેને માટે એક આનાની ટીકીટ ચાલશે."

---

## (૧૧) અલબત-ભાગ ૧.

૧. એક અંધારૂં જંગલ કે જ્યાં જંગલી પશુઓ રહેતાં હતાં ત્યાં એક વખત માણસનો બૂટ (મોટા જોડા) પડેલો હતો.

૨. તે ત્યાં કેવી રીતે આવ્યો એ હું કહી શકતો નથી. ત્યાં કોઇ માણસ આવ્યું નહોતું. તે પશુઓએ તો તેમની આખી જીંદગીમાં માણસનો બૂટ જોયો નહોતો.

૩. તે જોડો ત્યાં પડી રહ્યો, અને જ્યારે પશુઓએ તે જોયો ત્યારે તેઓ બધા તે વિષે વાત કરવાને એકઠા થયા.

૪. જો કે તેઓએ આવી ચીજ કદી જોઇ નહોતી, તોપણ તેઓની બધાની પુરેપુરી ખાત્રી હતી કે તે શું છે એ આપણે જાણીએ છીએ.

૫. રીંછે કહ્યું, "શા માટે, હું કહું છું કે એમાં કંઇ શંકા નથી. અલબત તે કોઇ જાતના ફળની છાલ છે."

૬. વરૂએ કહ્યું, "એ બિલકુલ તે (પ્રમાણે) નથી. અલબત તે કોઇ જાતનો માળો છે. જુઓ! પક્ષીને અંદર દાખલ થવા માટેનું કાણું આ રહ્યું, અને જે ઉંડા ભાગમાં ઈંડાંઓ અને બચ્ચાંઓ સહિ-સલામત રહી શકે તે ભાગ આ રહ્યો. એમાં કંઇ શક નથી. અલબત નહિ."

૭. બકરીએ કહ્યું, "તમે આવા મૂર્ખ કેમ થઇ શકો છો! તે બિલકુલ તે (પ્રમાણે) નથી. અને બૂટની દોરી બતાવીને તેણે કહ્યું, "આ લાંબા મૂળ તરફ જુઓ. અલબત, તે કોઇ છોડનું મૂળ છે."

૮. જ્યાંસુધી તેઓએ ધીમે ધીમે એક બીજા પર ગુસ્સે થવા માંડયું નહિ, ત્યાંસુધી તેઓએ આ પ્રમાણે વાત કર્યા કરી.

---

## (૧૨) અલબત—ભાગ ૨.

૧. એક વૃદ્ધ ઘુવડ જે પાસેના ઝાડમાં શાંતિથી બેઠું હતું તેણે કહ્યું, "જો મને બોલવાની રજા આપો તો હું ધારૂં છું કે તે શું છે એ હું તમને કહી શકું. હું એવા પ્રદેશમાં રહું છું કે જ્યાં આવી જાતની તમે ગણી શકો તે કરતાં વધારે ચીજો છે. તે માણસનો બૂટ (મોટો જોડો) છે."

૨. બધા પશુઓ અને પક્ષીઓ બોલી ઉઠયાં, "તમે તેને–તે વિષે–શું કહો છો? માણસ શું છે? અને જોડો શું છે?"

૩. ઘુવડે કહ્યું, "માણસ એ બે પગવાળી પણ પીંછા વિનાની ચીજ છે. આપણી માફક તે ચાલી શકે, ખાઇ શકે ને વાત કરી શકે. પણ આપણે કરી શકીએ તે કરતાં તે ઘણું વધારે કરી શકે છે."

૪. પશુઓએ કહ્યું, "તે ખરૂં હોઇ શકે નહિ. બે પગવાળી ચીજ આપણે કે જેને ચાર પગ છીએ તેના કરતાં વધારે શી રીતે કરી શકે? અલબત તે ખોટી વાત છે."

૫. ઘુવડે આગળ કહ્યું, "વારૂ, તેમને પાંખો નથી અને છતાં એ ખરી વાત છે. તેઓ આના જેવી ચીજો બનાવી શકે છે. તેઓ તેને જોડા કહે છે, અને પોતાના પગ પર તે પહેરે છે."

૬. તેઓ બધાં બોલી ઉઠયાં, "ખોટું! ખોટું! અમે જાણીએ છીએ કે આવી ચીજો પગપર પહેરવામાં આવતી નથી. તે શી રીતે પહેરી શકાય? તેં એવું કહ્યું છે કે જે ખોટું છે એમ તું જાણે છે (તેં એવું કહ્યું છે કે જે તારી જાણ પ્રમાણે ખોટું છે). તું અમારી સાથે રહેવા યોગ્ય નથી. તારે જંગલ છોડી ચાલ્યા જવું જોઇએ."

૭. તેઓએ તે બિચારા ઘરડા ઘુવડને જંગલમાંથી હાંકી કાઢયું અને તેને પાછું આવવા દીધું નહિ.

૮. ઘુવડે કહ્યું, "આમ છતાંય તે ખરૂં છે." અલબત તે (ખરૂં) હતું.

---

## (૧૩) ચોખા—ભાગ ૧.

૧. અબદુલ થોડા ચોખા લઇને રમતો હતો. તેણે પોતાના (બંને) હાથમાં થોડા લીધા, અને પછી તેને પોતાની આંગળીઓમાં થઇને ધીમેથી પડવા દીધા.

૨. તેના બાપે કહ્યું, "તે નકામા ફેંક નહિ. આ વરસે બહુ વરસાદ પડયો નથી, અને તેથી ચોખાનો પાક એવો સારો નથી. ચોખા કયારના મોંઘા (થયા) છે, અને થોડા વખત પછી તે વધારે મોંઘા થશે."

૩. અબદુલે પૂછયું, "શું ચોખાને સારા ઉગવાને પુષ્કળ પાણી જોઇએ?" તેના બાપે કહ્યું, "હા, ચોખા સારા ઉગવા માટે ઘણી ગરમી અને પુષ્કળ પાણી જોઇએ, અને તેથી જે ગરમ દેશોમાં ઘણો વરસાદ પડે છે ત્યાંજ તે ઉગશે.

૪. " આપણો પોતાનો દેશ હિંદુસ્તાન ઘણો ગરમ છે, અને તેના કેટલાક ભાગોમાં ઘણો વરસાદ પડે છે. તે ભાગોમાં ચોખા ઉગાડવામાં આવે છે—ઉગે છે.

૫. અબદુલે પૂછયું, "ચોખા કેમ ઉગે છે એ તમે મને કહેશો?"

૬. તેના બાપે કહ્યું, "વારૂ, જ્યારે ભારે વરસાદ પડે છે, અને અને ખેતરો પાણીથી ભરાય છે, ત્યારે ખેડુત ખેડવા માંડે છે."

૭. અબદુલે પૂછયું, "શું તે પાણીમાં ખેડે છે?" તેના બાપે કહ્યું, "હા. ઘણીવાર તે ખેતર મોટા તળાવ જેવું હોય છે."

૮. અબદુલે કહ્યું, "ખેડુત અને તેના બળદ કેટલા ભીંજાઇ જતા હોવા જોઇએ!"

૯. "હા, અલબત, તેઓ ભીંજાય છે. પણ જ્યારે પાણી અને કાદવ એટલા બધા ઉંડા હોય કે તેઓ તેમાં પોતાના ઘુંટણ સુધી ડુબી જાય ત્યારે પણ તેઓ કામ જારી રાખે છે.

૧૦. પછી ખેડુત ચોખાનાં બી પાણીપર નાંખે છે. થોડીવારમાં તે બી ડુબી જાય છે, અને નીચે કાદવ પર ઠરે છે."

---

## (૧૪) ચોખા—ભાગ ૨.

૧. " ચોખાના નવા છોડ ( તરૂ ) બહુ ઝડપથી ઉગે છે, પણ જ્યારે તે આશરે આઠ ઇંચ ઉંચા હોય છે ત્યારે તેમને ખેંચી કાઢવામાં આવે છે. મથાળાં કાપી નાખવામાં આવે છે, અને પછી બીજા ભીનાં ખેતરોમાં તે હારબંધ વાવવામાં આવે છે."

૨. અબ્દુલે પૂછ્યું, "મથાળાં શા માટે કાપવામાં આવે છે?"

૩. તેના બાપે કહ્યું, "તે કાપી નાખવામાં આવે છે કે જેથી ફરીને ચોખાના છોડ વધારે મજબુત બને અને ચોખાના કણસલાં દાણાથી ભરપુર બને."

૪. "ચોખાનો છોડ ઘણી ઝડપથી ઉગે છે. જો વરસાદ પુરતો ન હોય તો કુવા અથવા તળાવોમાંથી પાણી ખેંચવામાં આવે છે, અને ખેતરો ભીનાં અને કાદવવાળાં રાખવાને તેમાં પાણી દાખલ કરવામાં આવે છે.

૫. "જો વરસાદ ખરેખર બહુ ઓછો હોય તો તળાવો સુકાઇ જાય છે, અને ખેતરો માટે પાણી મેળવી શકાય નહિ. ત્યારે ગરમ સૂર્ય ખેતરોને થોડીવારમાં સુકવી નાખે છે, અને ભાતનાં તરૂ મરી જાય છે.

૬ "સારે વરસે ભાતનાં તરૂ ઉંચા વધે છે, અને કણસલાં અનાજથી ભરાવા માંડે છે. જ્યારે છોડ પીળા થવા માંડે છે, ત્યારે ખેડુત ખેતરોને સુકાવા દે છે. ગરમ સૂર્ય નીચે દાણાપર પ્રકાશે છે, ને તે દાણા થોડીવારમાં પીળા ને સખત બને છે. ત્યારે તે પાકા થાય છે.

૭. "પછી ખેડુત દાતરડું લઇને આવે છે ને છોડ કાપી નાખે છે. પછી તેની પૂળીઓ બનાવે છે, અને જ્યાં સુધી દાણો તદ્દન સખત બને નહિ ત્યાં સુધી તેમને ઉભા રાખવામાં આવે છે.

૮. "પછી માણસો (કણસલામાંથી દાણા છૂટા કરવા સારૂ) ચોખાને ઝુડે છે અને દાણા સાફ કરે છે. થોડા ચોખા હિંદુસ્તાનમાં વપરાશને માટે રખાય છે, અને થોડા કોથળામાં ભરવામાં આવે છે અને પરદેશ મોકલવામાં આવે છે.

૯. અબ્દુલના બાપે આગળ કહ્યું, "ગરમ દેશોમાં લોકો પુષ્કળ ચોખા ખાય છે, અને તેઓ બહુ માંસ ખાતા નથી."

---

## (૧૫) તાજમહેલ.

૧. ૪૦મા પાના પરનું ચિત્ર જુઓ. અહીં કેવી સુંદર ઇમારત બતાવવામાં આવી છે! કદાચ દુનિયામાં તે સૌથી સુંદર ઇમારત છે.

૨. તે "તાજ મહેલ !" કહેવાય છે, અને તે આગ્રા શહેરમાં છે.

૩. શું તમે તેને મહેલ ધારો છો? તે એક મહેલ જેવો દેખાય છે, ખરું ને? તે મહેલ નથી. તે કબર છે. કોઇ મરી ગએલા માણુસની યાદગીરીમાં (યાદગીરી જાળવવા) બાંધેલી ઇમારત કબર (કહેવાય) છે.

૪. શાહજહાન નામનો જે મોટો રાજા આગ્રામાં રહેતો હતો તેણે આ કબર બંધાવી હતી. તેની રાણીને મુમતાઝ મહાલ કહેતા. આ નામનો ઈંગ્રેજી અર્થ "મહેલનો આગેવાન" એવો થાય છે. તેને આ નામ આપવામાં આવ્યું હતું કારણ કે તે ઘણીજ ખુબસુરત હતી.

૫. શાહજહાન તેને બહુજ ચહાતો, અને જ્યારે તે મરી ગઇ ત્યારે તે ઘણો દીલગીર થયો. તેણે કહ્યું, "મારી સ્ત્રીને માટે હું એક કબર બાંધીશ, અને ખચિત તે દુનિયામાં સૌથી સુંદર કબર થશે." તેથી તેણે આ કબર કે જે મહેલ જેટલી મોટી છે તે બાંધી.

૬. આ કબર બાંધવામાં કેટલા મજુરોએ મદદ કરી તે તમે મને કહી શકશો? મારી ખાતરી છે કે, તમે તે કહી શકો નહિ. વારૂ, તે કબર પુરી થઇ તે પહેલાં વીસ હજાર મજુરોએ વીસ વરસ સુધી રોજ કામ કર્યું, અને તેની પાછળ ઘણા લાખ રૂપિયાનો ખર્ચ થયો.

૭ કોઇ દિવસ, જ્યારે તમે આગ્રા જાઓ ત્યારે, તમારે જવું જોઇએ ને આ સુંદર ઇમારત જોવી જોઇએ. તમને માલમ પડશે કે તે ચિત્રના જેવીજ દેખાય છે. જરૂર જજો અને ચંદ્રના અજવાળામાં પણ તે જોજો.

૮. શાહજહાને બીજાં ઘણાં સુંદર મકાનો બાંધ્યાં, પણ તેમાંનું એક પણ તાજમહેલ જેટલું સુંદર નહોતું.

---

## (૧૬) રાજકુંવરી અને કાગડો—ભાગ ૧.

૧. એક વખત એક રાજકુંવરી થઇ ગઇ જે નાની ને ખુબસુરત હતી, અને જે એક સુંદર મહેલમાં રહેતી હતી. (તે મહેલથી) થોડે દૂર

એક કિલ્લો આવેલો હતો. તેમાં કોઇ રહેતું નહોતું, અને તે લગભગ ખંડીયેર જેવો હતો. પણ તેની આસપાસ સૌથી સુંદર ફૂલોથી ભરપુર એક બાગ હતો. તે શાહજાદીને અહીં ફરવું ગમતું.

૨. એક દિવસ, જ્યારે તે મનને ગમે તેવી રીતે ફૂલોમાં ચાલતી હતી, ત્યારે તદ્દન ચીરાઇ ગયેલો ને લોહી લોહાણ થયેલો એક કાગડો એક ગુલાબના છોડપરથી કુદ્યો, ને તેની આગળ ઉભો. રાજકુંવરીએ કહ્યું, "બિચારા પ્રાણી! હું તારે માટે દીલગીર છું."

૩. કાગડાએ કહ્યું, "હે બાઇ, જો કે હું નાનો અને કદરૂપો છું, તોપણ હું ખરેખર કાગડો નથી. હું રાજકુમાર છું, એક દુષ્ટ અપ્સરાએ મને આવા ભયંકર આકારમાં બદલી નાખ્યો છે, અને વાડીમાં બીજાં બધાં પક્ષીઓ મને ચાંચ ભોંકે અને ફાડી નાખે એવું મારૂં નસીબ છે.

૪. "પણ, હે રાજકુંવરી, મને બચાવવો તમારા હાથમાં છે. ફક્ત તમારે આવવું પડશે ને કિલ્લામાં એકલા રહેવું પડશે, અને માત્ર જે ઓરડો સુંદર દેખાય તેવો છે તેમાં સોનેરી પથારીપર તમારે સુવું પડશે. અને રાતમાં તમે ગમે તે જુઓ કે સાંભળો, તોપણ તમારે બુમ પાડવી નહિ. કારણકે તમારી સઘળી દયાનું પરિણામ એક બુમથી ભુંસાઇ-નકામું-જશે, અને હું હજી વધારે કમનસીબ બનીશ."

૫. તે બિચારા રાજકુમાર માટે રાજકુંવરીને એટલી બધી દયા આવી, કે તેણે ખંડીયેર બનેલા કિલ્લામાં એકલા રહેવાનું કબુલ કર્યું. જ્યારે રાત પડી, ત્યારે તે પેલી સોનેરી પથારીપર સુતી, અને ઉંઘવાને કોશિશ કરી. પણ તેને બિલકુલ ઉંઘ આવી નહિ.

૬. મધ્યરાતે જ્યારે તેણે ચાલીમાંથી આવતાં પગલાં સાંભળ્યાં, ત્યારે તેનું હૃદય ધબકવા લાગ્યું. પણ તેણે બહાદુરીથી બારણા તરફ જોયું, અને તેણે તેને ખુલ્લું મુકેલું, અને સૌથી વિચિત્ર અને સૌથી બેડોળ પ્રાણીઓનાં એક ટોળાંને અંદર આવતું જોયું.

૭. તેઓએ ચુલો સળગાવ્યો, તેનાપર પાણીની એક મોટી કીટલી મુકી, અને પછી પથારી તરફ આવ્યાં. રાજકુંવરી ખસી નહિ, અને પોતાના હોઠ મજબુત રીતે બંધ કર્યા, કે જેથી તે પોતે ચીસ પાડે નહિ. પેલા નાના સેતાનોએ તેને પથારીમાંથી ખેંચી, અને પેલી કીટલી તરફ ધક્કો માર્યો.

૮ જ્યારે તે બિચારી છોકરી પોતે પાણીમાં ફેંકાશે એવું ધારતી હતી, ત્યારે બહાર વાડીમાં એક કુકડાએ કુકરેકુક અવાજ કર્યો. પેલા લુચ્ચાઓ એક ક્ષણમાં અદૃશ્ય થઇ ગયા, અને તેજ ક્ષણે પેલો કાગડો બારી તરફ અંદર ઉડયો.

૯ તેણે કહ્યું, "વહાલી રાજકુંવરી, હુ તમારો ઘણો આભારી છું. મારૂં દરદ કયારનું ઓછું થયું છે. હું તમારો બરાબર આભાર માની શકું એમ નથી."

---

## (૧૭) રાજકુંવરી અને કાગડો–ભાગ ૨.

૧ બે વરસ સુધી તે રાજકુંવરી કિલ્લામાં એકલી રહી, અને રોજ રાતે કુકડાના કુકરેકુક અવાજથીજ તે ઇજામાંથી બચી. પછી એક દિવસ પેલો કાગડો તેની પાસે આવ્યો અને કહ્યું. "વહાલી બાઈ, બીજા એક વરસ પછી પેલી દુષ્ટ અપ્સરાનું જોર મારાપર ચાલશે નહિ, અને હું ફરીથી રાજકુમાર થઇશ. પણ હું કાગડાનાં આ પીંછાં ફેંકી શકું તે પહેલાં તમારે એક ગરીબ છોકરી અને નોકર બનવું જોઇએ."

૨. તે દયાળુ રાજકુંવરીએ કહ્યું, "તને મદદ કરવાને હું કંઇપણ કરીશ." તેથી એક વરસ સુધી તેણે દાસી તરીકે જીંદગી ગાળી. તેની શેઠાણી કઠોર હૃદયની હતી, અને તેના તરફ બહુ નિર્દય–રીતે વર્તતી, અને સખત કામ કરવાથી તેના હાથ રાતા અને ખડબચડા થયા.

૩. પણ એક દિવસ જ્યારે તે પોતાના રેંટીયા આગળ બેઠી હતી અને પોતાના હાથ તરફ દીલગીરીથી જોતી હતી, ત્યારે તેણે હવામાં ખડખડાટ અવાજ સાંભળ્યો. જ્યારે તેણે ઉંચું જોયું, ત્યારે એક રૂપાળો નાનો માણસ તેની બાજુએ (ઉભેલો) હતો.

૪. ધુંટણીએ પડીને અને તેના હાથને બોકી કરીને તેણે કહ્યું, "હું તે રાજકુમાર છું કે જેણે સાત વરસ સુધી કાગડા તરીકે દુઃખી જીંદગી ગાળી છે. તમારી ભલાઇથી હું એ દુષ્ટ વારામાંથી છૂટયો છું. હવે આવો, મારી સાથે તે જુના કિલ્લા તરફ પાછા ફરો, અને મારી સુખી વહુ બનો."

૫. તેથી તે બંને કિલ્લા તરફ પાછા ફર્યાં. અને જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા, ત્યારે રાજકુંવરીએ બહુ નવાઇ પામીને પોતાના હાથ ઉંચા કર્યા, કારણકે તે મહેલ હવે ખંડીયેર જેવો નહોતો. પણ તે ફરીથી બંધાયો હતો અને તેમાં ભપકાદાર રીતે રાચરચીલું મુકવામાં આવ્યું હતું.

૬. તેઓ ત્યાં રહ્યા ને ઘણા વરસ સુધી સુખેથી જીંદગી ગાળી.

---

## (૧૮) તેણે તે પહેલું કર્યું—ભાગ ૧.

૧. એક વખત બે ઘેટાં હતાં જે એક ખેતરમાં રહેતાં હતાં. એક કાળું હતું ને બીજું સફેદ હતું. તેજ ખેતરમાં એક ગાય રહેતી હતી. હવે તે કાળું ઘેટું બિલકુલ સારૂં નહોતું. પણ જ્યાં જવાનું તે પસંદ કરતું ત્યાં સફેદ ઘેટું જતું, અને જે તે કરતું તે સફેદ ઘેટું કરતું.

૨. તેથી જે તેમણે ન કરવું જોઇએ તે તે બંનેએ કર્યું. તારે જે ન કરવું જોઇએ તે તેં શા માટે કર્યું એમ જ્યારે સફેદ ઘેટાને પુછવામાં આવતું, ત્યારે તે કહેતું, "કાળા ઘેટાએ તે પહેલું કર્યું."

૩. એક દહાડો એક છોકરો તે ખેતરમાં થઇને ગયો ને દરવાજો બંધ કર્યો નહિ. કાળા ઘેટાએ તે ખુલ્લો જોયો, અને બહુ આનંદથી ખેતરની બહાર દોડી ગયું. સફેદ ઘેટાએ તેને જતું જોયું, ને તે તેની પાછળ દોડયું.

૪. થોડીવારમાં તે ઘેટાંને એક મોટો કુતરો જે જાણતો હતો કે તેમણે બહાર રસ્તાપર રહેવું ન જોઇએ તે મળ્યો. તે તેમના તરફ દોડયો, અને તેમને કરડયો, અને તેમની પીઠપરથી થોડું ઊન ઉખેડી કાઢયું. તેઓ ખુશીથી તે ખેતરપર પાછાં દોડી ગયાં, અને બાકીનો આખો દિવસ સફેદ ઘેટું બીકને લીધે તદ્દન માંદું થઇ ગયું.

પ. જે ઘરડી ગાય તેજ ખેતરમાં હતી તેણે કહ્યું, "તું શા માટે ગયું ?" સફેદ ઘેટાંએ કહ્યું, "કાળું ઘેટું ગયું. તેણે તે પહેલું કર્યું."

૬. આ પછી દરવાજો હમેશાં બંધ રહેતો. પણ એક દિવસ વાડના છીંડામાં થઇને ખેતરની બહાર જવાનો રસ્તો કાળા ઘેટાંએ શોધી કાઢયો.

૭. તે પેલા છીંડામાં થઇને પેટ ચાલીને ગયું, અને સફેદ ઘેટું પણ તેજ રીતે તેમાં થઇને લપાતું લપાતું ગયું. તેઓ ભીનાશ અને ઘાસવાળા મેદાનપર નીકળ્યા, અને તેમની તપાસ રાખતું કોઈ ન દેખાતું હોય એવી રીતે ત્યાં રહેવાનું તેઓએ બહુ મઝેનું ધાર્યું.

---

## (૧૯) તેણે તે પહેલું કર્યું—ભાગ ૨.

૧. કાળું ઘેટું જે પહેલું હતું તે થોડીવારમાં એક ઊંડા ખાડાની કોરપર આવ્યું. તેણે મોટો કુદકો માર્યો, અને અંદર કુધું.

૨. સફેદ ઘેટું વિચાર કરવા થોભ્યું નહિ. તેણે મોટો કુદકો માર્યો, અને તે પણ અંદર કુધું. તે છેક નીચે ધારવાળા મોટા પથરાના એક ઢગલાપર પડયું.

૩. તેને અને કાળા ઘેટાંને (તે બંનેને) ભારે ઇજા થઇ. તેઓ બહાર નીકળી શકયાં નહિ, અને ઘણું દુઃખ ભોગવતાં ત્યાં પડી રહેવું પડયું.

૪. થોડીવારમાં કેટલાક માણસો પાસે આવ્યા અને ખાડામાં તે ઘેટાંને જોયાં. તે માણસોએ તેમને બહાર કાઢયાં, અને તે ખેતર પર પાછા લઇ ગયા, અને તેમને (તે ઘેટાંઓને) માટે શું કરી શકાય તે વિચારવાને કોઇને તેડાવ્યું.

૫. ગાય ઘણો શોક કરતી આવી, અને જ્યારે તે સફેદ ઘેટું ઘાસપર પડી રહ્યું ત્યારે તે તેની બાજુએ ઉભી. તેની બધી કસુર હોવા છતાં તે ગાય તેને ચાહતી હતી.

૬. પોતાની આંખમાં આંસુ લાવીને ગાય મોટેથી બોલી, "અરે! પેલા કાળા ઘેટા સાથે તેં ખેતર શા માટે છોડયું?"

૭. સફેદ ઘેટાએ ધીમા અવાજે કહ્યું, "તેણે તે પહેલું કર્યુ."

૮. "ત્યારે તે ઉભી જગા પરથી તું શા માટે નીચે કુદ્યું? તે એક ખાડો હતો એ તું જોઇ શક્યું નહિ?"

૯. સફેદ ઘેટાએ કહ્યું, "હું (તે) જોવાને થોભ્યું નહિ. તેણે તે પહેલું કર્યું." પછી શોકાતુર અવાજે તેણે પુછવાનું જારી રાખ્યું, "કાળા ઘેટાને કેમ છે? શું તે પણ અહીં છે? જે માણસ અમને જોવા આવે છે તે શું ધારે છે?"

૧૦. ગાયે કહ્યું, "હું કહેવાને દીલગીર છું કે કાળું ઘેટું મરી ગયું છે, અને તે માણસ ધારે છે કે તું પણ મરી જશે."

૧૧. સફેદ ઘેટાએ કહ્યું, "તેણે તે પહેલું કર્યું" અને તે શબ્દો બોલીને તે મરણ પામ્યું.

---

## (૨૦) જૉન નિકલસન—ભાગ ૧.

૧. દિલ્હીના ઘેરા (વખત)ના વીર પુરૂષ જૉન નિકલસન કરતાં વધારે અથવા વધારે લાંબો વખત પહોચે એવી કીર્તિ હિંદમાં કોઇપણ અંગ્રેજ સૈનિકે મેળવી નથી.

૨. તે ડબ્લિનમાં જન્મ્યો હતો, અને ૧૮૩૯માં જ્યારે તે અઢાર વર્ષનો થયો ત્યારે તે વાવટો ઉંચકનાર અમલદાર તરીકે હિંદુસ્તાન ગયો.

૩. ૧૮૪૭માં સર હેન્રિ લૉરેન્સને મદદ કરવા તે લાહોર ગયો. બીજે વરસે તેને કૅપ્ટન બનાવવામાં આવ્યો, અને તેણે પહેલા શીખ વિગ્રહમાં ભાગ લીધો.

૪. બીજા શીખ વિગ્રહ દરમ્યાન તેણે પોતાના સરદારોને બહુ મદદ આપી, અને તેની નોકરી બદલ તેને મેજર બનાવવામાં આવ્યો.

૫. સત્તા ચલાવવાની તેની શક્તિ સાથી ઉંચા પ્રકારની હતી. તેના અમલના છેલ્લા વરસમાં તેની હકુમતમાં આવેલા જીલ્લામાં ખુન કે ચોરીનો એક પણ ગુન્હો થયો નહોતો.

૬. "નિકુલ સેન" કે જે નામથી તેઓ તેને બોલાવતા તેના લોકોમાં વખાણ કરનાર ઘણા હતા. તેઓને તેને માટે કેટલું બધું માન હતું તે તેઓ તેને મળતાંની સાથે બતાવતા.

૭. જ્યારે બળવો ફાટયો, ત્યારે પંજાબમાં તે ફેલાતો અટકાવવાને કદાચ બીજા કોઇ કરતાં તેણે વધારે કર્યું.

૮. તે અહીં હતો, ત્યાં હતો, ને બધે ઠેકાણે હતો. પંજાબની લશ્કરી ટુકડીને મોખરે તેણે દિલ્હીપર કુચ કરી.

---

## (૨૧) જૉન નિકલસન—ભાગ ૨.

૧. નિકલસને આણેલું લશ્કર નાનું હતું. પણ તે આવવાથી બળવાખોરોને શહેર ટકાવી રાખવાની જે ખાત્રી હતી તે ઘણી ઓછી થઇ.

૨. ઘેરા માટે જે અંગ્રેજ તોપો લાવવામાં આવતી હતી તે તોપો છાપો મારી લઇ લેવાને બળવાખોરોનું જે મોટું લશ્કર દિલ્હીથી નીકળ્યું હતું તેને તેણે હરાવ્યું. આ જીત માટે તેના ભારે વખાણ થયા.

૩. ત્રણ અઠવાડિયાં પછી દિલ્હીપર હુમલો થયો, અને હલ્લો કરનાર મુખ્ય ટુકડીની સરદારી માટે નિકલસનને પસંદ કરવામાં આવ્યો.

૪. દુશ્મનોને દીવાલપરથી–પાસેથી–હાંકી કાઢવામાં આવ્યા, અને નિકલસનની સરદારીવાળા લશ્કરે દીવાલો પર અને શહેરમાં બળજોરથી પોતાનો રસ્તો કર્યો.

૫. જે ઘરો મહોલ્લામાં હારબંધ આવેલા હતા તે ઘરોમાં ઘણા બળવાખોરોએ સહિસલામતી શોધી (તે ઘરોમાં સહિસલામત રીતે રહેવા ઘણા બળવાખોરો ગયા). તે ઘરમાંના એકની બારીએથી એક સિપાઇએ નિકલસનની છાતીમાં ગોળી મારી.

૬. જ્યાંસુધી શહેર પડયું–તાબે થયું–ત્યાંસુધી છાવણીપર પોતાને પાછા લઇ જવાનું તેણે ઇચ્છયું નહિ. છ દિવસ મોડા ૨૦ મી સપ્ટેમ્બર સુધી આ બન્યું નહિ.

૭. દિલ્હી પડ્યા પછી ત્રણ દિવસે સેનાપતિ મરણ પામ્યો. તેને માત્ર છત્રીસમું વરસ ચાલતું હતું. પણ તેના ગુણો એટલા બધા બહાર પડતા હતા કે તેના મરણથી અંગ્રેજ છાવણીમાં શોક વ્યાપી રહ્યો.

૮. ઉંચો અને મજબુત, અને ઘણો દેખાવડો, તે બહાદુર પુરૂષ હતો, અને જેઓ તેના પરિચયમાં આવતા તેમનો વિશ્વાસ તે મેળવતો. તે ખરેખર ભલો માણુસ હતો, અને લૉર્ડ રૉબર્ટસ (રૉબર્ટસ નામનો ઉમરાવ) લખે છે તેમ "પંજાબમાં તેનું નામ પવિત્ર નામ તરીકે ગણાતું."

---

## (૨૨) રાજકુંવરી લૅબામ—ભાગ ૧.

૧. હિંદુસ્તાનનો એક જુવાન રાજકુમાર શિકાર કરવા માટે જંગલમાં ગયો. તાપ પડવા માંડયો, અને એક ઝાડના છાંયડામાં આરામ લેવાને તે પડયો–સુતો.

૨. તેની સાથે થોડી પુરી હતી, અને જ્યારે તે જાગ્યો ત્યારે તે પુરીઓ કીડીઓથી ઢંકાઇ ગઇ. તે નાની કીડીઓને બીક લાગી, પણ રાજકુંવરે મ્હોં મલકાવ્યું, અને તેમને કહ્યું, "બીશો નહિ. તમને ભાવે તો તમે તે પુરીઓ ખાઓ."

૩. જ્યારે તે ઉંઘમાં હતો, ત્યારે તે કીડીઓનો રાજા તેના કાન પાસે લપાતો લપાતો આવ્યો, અને કહ્યું, "અમે તમારે માટે કરી શકીએ એવું કંઇ છે ?" રાજકુંવરે કહ્યું, "ના, કંઇ નથી."

૪. કીડીઓના રાજાએ કહ્યું, "તમે સ્ત્રી મેળવવાને-પરણવાને-ઇચ્છતા નથી? અરે! તમે રાજકુંવરી લૅબ્બામ જોઇ નથી. તેને જોયા પછી તેને છોડી ચાલ્યા જવાનું તમે કદી ઇચ્છશો નહિ."

૫. જ્યારે રાજકુંવર જાગ્યો ત્યારે જે દેશમાં તે રાજકુંવરી રહેતી હતી તે દેશમાં પોતે આવે-પહોંચે-ત્યાંસુધી આગળ જવાનો તેણે નિશ્ચય કર્યો.

૬. આખરે તે એક ખાબોચીયા આગળ આવ્યો, અને તે ખાબોચીયાની બાજુમાં એક ઘણો મોટો વાઘ ઉભો હતો જે જાણે પોતાને બહુ દરદ થતું હોય તેમ વિલાપ કરતો હતો.

૭. તે રાજકુંવર પોતાના ઘોડા પરથી નીચે ઉતર્યો, અને શી ખામી હતી-શાથી દરદ થતું હતું-તે જોઇને સુજેલા પંજામાંથી કાંટો ખેંચી કાઢ્યો. પછી ફરીથી તે પોતાના ઘોડાપર બેઠો.

૮. સવાર થઇને ચાલી જતા પહેલાં તેણે જે વાઘ તેની આસ-પાસ કુદતો હતો તેને પૂછ્યું, "રાજકુંવરી લૅબ્બામના દેશની ભૂમિના રસ્તાની તને ખબર છે?"

૯. વાઘે કહ્યું, "ઘણાં જંગલો, રણો અને પહોળી નદીઓને પેલે પાર તે ઘણે દૂર છે. પણ પાસેના જંગલમાં એક પવિત્ર માણસ છે કે જેની પાસે એક (એવી) જાદુઇ તળાઇ છે જે તમે જ્યાં જ્યાં જવા ઇચ્છતા હો ત્યાં ત્યાં તમને લઇ જાય, (જેની પાસે) એક ટોપલી છે જે તમે જે જે માગો તે આપે, અને (જેની પાસે) એક પત્થરનું પ્યાલું છે કે જે તમને જોઇએ તેટલી વાર પાણીથી ભરાય."

---

## (૨૩) રાજકુંવરી લૅબ્બામ—ભાગ ૨.

૧. પોતાની એક બાજુએ પોતાની પથારી રાખીને અને બીજી બાજુએ પોતાની ટોપલી અને પ્યાલું રાખીને, એક ઝાડના મૂળ આગળ બેઠેલા પેલા પવિત્ર માણસને તે રાજકુંવરે જોયો.

૨. તે વૃદ્ધ માણુસે તેને કહ્યું, 'કુંવરી લૅબામની તું શા માટે શોધ કરે છે? રાજકુંવરે કહ્યું, "મારા સાંભળવામાં આવે છે કે તે બહુ ખુબસુરત છે, અને તેને પરણુવાનું હું ઇચ્છું છું."

૩. પછી તે ભલા વૃદ્ધ માણુસે કહ્યું, "હું તને તે તળાઇ, ટોપલી અને પ્યાલું ઉછીનાં આપીશ, અને જ્યાંસુધી તું પાછો આવે ત્યાંસુધી હું તારા ઘોડાની સંભ ળ લઇશ."

૪. તે ટોપલી અને પ્યાલું ઉંચકી લઇને રાજકુંવર તે તળાઇપર પડયો અને કહ્યું, "હે તળાઇ, રાજકુંવરી લૅબામની ભૂમિમાં–દેશમાં–તું મને લઇ જા."

૫. જ્યારે તે ત્યાં પહોંચ્યો, ત્યારે તે રાતે તેના ઘરમાં પોતાને રહેવા દેવા તેણે એક વૃદ્ધ બાઇને વિનંતી કરી. તે બાઇએ કહ્યું, "વારૂ, આજ રાત તમે અહીં રહેજો, પણ સવારે તમારે ચાલ્યા જવું જોઇએ, નહિ તો હું મુશ્કેલીમાં આવી જઇશ."

૬. પછી રાજકુંવરે પોતાનો હાથ તે ટોપલી પર મૂકયો અને કહ્યું, "હે ટોપલી, બે જણુને ચાલે એટલું સારૂં ભોજન મને જોઇએ છે." સોનાની રકાબીઓમાં–થાળીઓમાં–મિષ્ટાન્ન ઝટ પીરસવામાં આવ્યું, અને કેટલીક રકાબીઓની બાજુમાં સોનાના ચમચા હતા.

૭. તે વૃદ્ધ બાઇએ કહ્યું, "દીવા કરવાની જરૂર નથી. રાજકુંવરી લૅબામ પોતાના મહેલના છાપરાપર બેસે છે, અને તેના સૌંદર્યથી આખો દેશ પ્રકાશિત બને છે."

૮. જ્યાંસુધી રાજકુંવરી પોતાના ઓરડામાં ગઇ ત્યાં સુધી રાહ જોયા પછી તે રાજકુંવરે કહ્યું, "હે તળાઇ, રાજકુંવરી લૅબામના સુવાના ઓરડામાં તું મને લઇ જા એમ હું ઇચ્છું છું." તેજ વખતે તેણે રાજકુંવરીની આંગળી માટે પોતાને એક વીંટી લાવી આપવા ટોપલીને કહ્યું.

૯. જ્યારે રાજકુંવરીની આંગળીપર પોતે તે વીંટી સરકાવતો હતો, ત્યારે તે રાજકુંવરી જાગી. પહેલાં તો તે બ્હી ગઇ, પણ છેવટે, જો તેના પિતા તેને રજા આપે તો, તેણે રાજકુંવર સાથે લગ્ન કરવાનું કબુલ કર્યુ.

---

## (૨૪) રાજકુંવરી લેબામ-ભાગ ૩.

૧. સવારમાં તે કુંવરીના પિતા, રાજાએ કહ્યું, "અહીં એંસી રતલ રાઇના બી-દાણા-છે. જા અને તે છુંદીને તેમાંથી બધું તેલ કાઢ, અને કાલે સવારે તે મારી પાસે લાવ. જો તું આમ કરવામાં નિષ્ફળ જશે-જો તું આમ નહિ કરી શકે-તો તને મારી નાખવામાં આવશે."

૨. "અરે, તેમ કરવા માટે કીડીઓનાં એક લશ્કરની જરૂર પડશે!" એમ રાજકુંવરે વિચાર કર્યો, અને તેણે ઇચ્છયું, મારો મિત્ર જે કીડીઓનો રાજા છે તે અને તેના સોબતીઓ અહીં હોય. તેની ઇચ્છા થવાથી કીડીઓનો રાજા આવ્યો.

૩. તેણે કહ્યું, "પડી રહો ને સુઇ જાઓ. અમે તમારા માટે (તરફથી) બીયાં છુંદી નાખશું." સવારે રાજકુંવર તે છુંદેલાં બીયાંને મહેલપર લઇ ગયો.

૪. ત્યારે રાજાએ કહ્યું, "તું મારી દીકરી પરણી શકે તે પહેલાં મેં પકડયા છે તે બે રાક્ષસો તારે મારી નાખવા જોઇએ."

૫. વાઘ અને વાઘણે તે રાક્ષસોને મારી નાખ્યા. પણ રાજાએ હજી કહ્યું, "એક ચીજ બાકી છે. મારૂં જે નગારૂં ઉંચે આકાશમાં છે તે તારે વગાડવું જોઇએ."

૬. ત્યારે રાજકુંવરે પોતાની નાની તળાઇનો વિચાર કીધો. રાજકુંવરે કહ્યું, "હે નાની તળાઇ, રાજાનું નગારૂં ઉંચે આકાશમાં છે. અને તેની પાસે લઇ જા."

૭. તળાઇએ તેમ કર્યું, અને રાજકુંવરે તે નગારૂં એટલે મોટેથી -એટલા જોરથી-વગાડયું, કે રાજા અને તેની બધી પ્રજાએ તે અવાજ સાંભળ્યો.

૮. જ્યારે તે નીચે આવ્યો ત્યારે રાજાએ કહ્યું, "હવે તું મારી દીકરી પરણી શકશે. તેથી તે રાજકુંવર અને રાજકુંવરી લૅબામનાં લગ્ન કરવામાં આવ્યા, અને થોડા દિવસ પછી તેઓ તે રાજકુંવરને દેશ પાછા ગયા, અને ત્યાં તેઓ ત્યારપછી હમેશાં આનંદથી રહ્યા. અને તેઓના સુખમાં (તેઓ સુખી હતા ત્યારે) જેઓએ રાજકુમારને તેના સાહસોમાં ઘણી ખુશીથી મદદ કરી હતી તેમને તેઓ ભુલી ગયા નહિ.

---

## (૨૫) પતંગિયાં.

૧ અબ્દુલે તેના બાપને કહ્યું, "અરે, આ પાંદડા પરની પેલી નાની પીળી ચીજો તરફ જુઓ !" તેના બાપે કહ્યું, "અબ્દુલ, તે પતંગિયાના ઈંડા છે." તેને એક પેટીમાં મૂક અને તેને તપાસતો રહેજે.

૨. થોડા દિવસ પછી બધાં નાનાં ઈંડાં ફાટયાં હતાં, અને સંખ્યાબંધ નાના કીડા આમતેમ પેટે ચાલતા હતા. અબ્દુલે તેમને થોડા અઠવાડિયાં સુધી ખવડાવ્યું, અને પછી એક રમુજી બાબત બની. તે કીડાઓમાંના એકની ચામડી ઉતરી ગઇ અને તેની તળેની સુંવાળી (નરમ) નવી ચામડી દેખાઇ. એક દિવસ અબ્દુલે પોતાની પેટીને મથાળે પોતાનાં લાડકાં પ્રાણીઓમાંના ત્રણ જોયાં. આ વખતે તેઓએ પોતાની પુંછડીવડે પોતાની જાતને ( પોતાના શરીરને ) ચોંટાડી હતી, અને એક ઘણો સુંદર રેશમી પટો જે તેમના શરીરની ફરતો હતો તે પટા વડે પોતાનાં શરીર બાંધ્યાં હતાં.

૩ એક સવારે, જ્યારે અબ્દુલ તે પેટીમાં જોતો હતો, ત્યારે તેમાંના એકની કઠણ ચામડી ફાટવા લાગી, અને બહુ રમુજ પમાડે એવું પ્રાણી ચાલીને બહાર આવ્યું. તે ચાલીને અબ્દુલની આંગળીપર

ગયું અને તેણે તે લીધું અને તેના બાપને બતાવ્યું. તેણે અબદુલને કહ્યું, 'તે પતંગિયું છે."

૪ અબદુલ બોલી ઉઠયો, "પતંગિયું! પતંગિયાના પ્રમાણમાં તેને ઘણી નાની પાંખો છે!" "હા, તેને તેમ છે; પણ તેને થોડો વખત આરામ લેવા દે, અને તપાસજે, અને તને બીજો ફેરફાર માલમ પડશે."

૫. પછી અબદુલ તે વિચિત્ર પ્રાણીને બાગમાં લઇ ગયો, અને તેને એક ઝાડના થડપર મૂક્યું. પોતાની નાની પાંખો નીચે લટકતી રાખીને તેણે ત્યાં આરામ લીધો. જ્યારે તે તેને તપાસતો હતો ત્યારે તેણે પેલી પાંખોને વળી જતી અને હંમેશના કરતાં ખરાબ દેખાતી જોઇ.

૬. હજીપણ તેણે તેને નિહાળવાનું જારી રાખ્યું, અને પોતાના બાગમાં તેણે જે પતંગિયું જોયું હતું તેની પાંખો જેટલી મોટી, જ્યાં સુધી પેલી પાંખો (પેલા પ્રાણીની પાંખો) થઇ નહિ, ત્યાંસુધી તેણે તે પાંખોને વધારે ને વધારે મોટી થતી જોઇ. હજી પણ તે બહુ નરમ હતી, અને જ્યારે પતંગિયું હાલચાલ કરતું ત્યારે તે વળી જોતી.

૭. છેલ્લી વખત જ્યારે અબદુલે પોતાના પતંગિયા તરફ જોયું ત્યારે તેણે તેને પોતાના હાથમાં લીધું. તેને માલમ પડયું કે પાંખો અક્કડ અને સુકી બની હતી. છેવટે તે પુરેપુરૂં વધેલું (પુખ્ત ઉમરનું) પતંગીયું (બન્યું) હતું, અને જ્યારે અબદુલ તેના તરફ જોતો હતો, ત્યારે તેણે પોતાની સુંદર પાંખો ફેલાવી અને ઉડી જવાને કોશિશ કરી, પણ અબદુલે તેને પકડયું.

૮. તે તેને પોતાના બાપ પાસે લઇ ગયો, અને જ્યારે તેણે (અબદુલે) તે તેને ( પોતાના બાપને ) બતાવવાને હાથ ઉઘાડયા, ત્યારે તેણે પોતાના હાથપર થોડો સફેદ ભુકો જોયો, અને તે શું હતું તે પૂછ્યું.

૯. તેના બાપે કહ્યું, "પતંગિયાની પાંખો કે જે ભીંગડાંથી તદ્દન ઢંકાયલી હોય છે તે પાંખોપરના ઘણા નાના ભીંગડાંનો તે ભૂકો બનેલો છે."

૧૦. પછી તેણે તે પતંગિયાની મોટી લીલી આંખો તરફ જોવા અબ્દુલને કહ્યું. પછીથી જે લાંબી પાતળી નળી વડે તે (પતંગિયું) ફૂલો પરથી મીઠો રસ ચુસે છે તે નળી તેણે તેને (અબ્દુલને) બતાવી.

૧૧. અબ્દુલે કહ્યું, "બાપા, તેને ફકત છ પગ છે, અને કીડાને સોળ પગ હતા. બીજા પગ કયાં છે?"

૧૨. તેના બાપે કહ્યું, "મારા દીકરા, કીડાને ફકત છ પગ હોય છે. બીજા જે દસ પગ વિષે તું બોલે છે તે ખરા પગ નહોતા. તેઓ (તે પગ) કેટલીક વાર વળગી રહેનારા કહેવાય છે."

૧૩. પછી અબ્દુલે તે પતંગિયાને છૂટું મૂકયું, અને તે ઉડી ગયું. થોડા દિવસમાં તેના બધાં લાડકાં પ્રાણીઓ પતંગિયાં બન્યાં હતાં.

---

## (૨૬) વાઘ.

૧. દુનિયામાં મ ‌ ‌ પડતા પ્રાણીઓમાં વાઘ સૌથી ક્રૂર છે, અને એમ છતાં જે શાંત નમ્ર બિલાડી આપણા ઘરોમાં રહે છે તેનીજ જાતનો તે છે. સિંહો અને ચિત્તાઓ પણ બિલાડીની જાતના છે.

૨. આ બધાં પ્રાણીઓ માંસ ખાઇને જીવે છે. તેઓ પોતાના શિકારને માટે ચુપકીથી તપાસ રાખે છે, અને પછી ઓચિંતો કુદકો મારીને તેઓ એક ક્ષણમાં તેને પકડે છે.

૩. બિલાડી કેવી શાંતપણે ચાલે છે અને આપણા ઘરની આસપાસ ડોકીયાં કરે છે તે આપણે બધાએ જોયું છે. એક બિચારા ઉંદર પર ઓચિંતી તરાપ મારતી અને તેને મારી નાખતી આપણે તેને જોઇ છે.

૪. વાઘો એમજ કરે છે. બિલાડીના પગની માફક તેમના પગ તળીયેથી ગાદીવાળા હોય છે, કે જેથી કરીને તેઓ ધીમેથી અને કંઈ પણ અવાજ કર્યા વગર ચાલી શકે.

૫. વાઘોને મુછના થોભીયા પણ હોય છે, અને આ થોભીયા તેમને પોતાનો રસ્તો શોધવામાં મદદ કરે છે.

૬. બિલાડીને કેવી ખરબચડી જીભ હોય છે એ તમે કદી જોયું છે ! વાઘની જીભ બિલાડીની જીભના જેવી હોય છે, પણ તે ઘણી વધારે ખરબચડી હોય છે. તે એટલી બધી ખરબચડી હોય છે, કે જો તે તમારો હાથ ચાટે તો તે તેને (તમારા હાથને) લોહી લોહાણ કરે. વાઘને પોતાની ખરબચડી જીભ હાડકાં સાફ કરવા માટે ઘણી ઉપયોગી છે.

૭. જો વાઘે એકવાર લોહી ચાખ્યું હોય છે તો તે વધારે માગે છે.

૮. પોતાનો જે માલીક ઉંઘતો હતો તેનો એક વખત હાથ ચાટતા એક પાળેલા નાના વાઘ વિષે એક વાત કહેવાય છે. જેમ બિલાડી પોતાના માલીક તરફ પ્રેમ બતાવવાને ઇચ્છે છે, તેમ તે વાઘે પોતાના માલીક તરફ પ્રેમ બતાવવા ઇચ્છયું. તેની ખરબચડી જીભે લોહી કાઢયું, અને દરદથી તે વાઘનો માલીક જાગી ઉઠયો.

૯. તેણે પોતાનો હાથ ખેંચી લેવા યત્ન કર્યો, પણ ધીમા ગુસ્સા ભરેલા ઘુરકીયા પરથી તેને પોતાની જીંદગી ભયમાં છે એમ જણાયું. વાઘે લોહી ચાખ્યું હતું અને તે હવે પાળેલો વાઘ નહોતો, અને તે વધારે લોહી માગતો હતો.

૧૦. તેનો માલીક વાઘનો સ્વભાવ જાણતો હતો. તે હમેશાં તૈયાર રહેતો. પોતાના બીજા હાથવડે તેણે ઓશીકા નીચેથી એક પીસ્તોલ ચુપચુપ કાઢી, અને તે પ્રાણીને ગોળી મારી મારી નાખ્યું.

૧૧. વાઘનો રંગ ઝાંખો પીળાશ પડતો બદામી હોય છે, અને તેને સુંદર કાળા ચટાપટા કે લીટા હોય છે કે જે લગભગ તેના શરીરે ફરતા આવેલા હોય છે. આ પટાઓ પુંછડીપર વીંટી જેવા આકારના હોય છે. શરીરના નીચેના ભાગો અને પગની અંદરની બાજુઓ ઘણું ખરૂં સફેદ હોય છે.

૧૨. વાઘને કેશવાળી હોતી નથી, અને તેનું શરીર સિંહના શરીર જેટલું છેક ઉચું અને તેટલું જાડું હોતું નથી. તેનું માથું પણ સિંહના માથા કરતાં ટુંકું હોય છે અને વધારે ગોળ (આકારનું) હોય છે.

# કવિતાઓ

## (૧) નાનું પ   શું કહે છે?

૧. પરોઢિયું થાય ત્યારે નાનું પક્ષી પોતાના માળામાં શું કહે છે? નાનું પક્ષી કહે છે, "મને ઉડી જવા દે, મા, મને ઉડી જવાની રજા આપ." (મા કહે છે) "નાનાં પક્ષી, જ્યાંસુધી (તારી) નાની પાંખો વધારે જોરાવર થાય ત્યાંસુધી સ્હેજ વધારે વાર આરામ લે." તેથી તે થોડી વધારે વાર આરામ લે છે. પછી તે ઉડી જાય છે.

૨. વહાણું વાય (પરોઢિયું થાય) ત્યારે નાનું બાળક પોતાની પથારીમાં શું કહે છે? નાનાં પક્ષીની માફક બાળક કહે છે, "મને ઉઠવા દે ને ઉડી જવા–દોડી જવા–દે." (મા કહે છે) "બાળક, જ્યાંસુધી (તારા) નાના અવયવો વધારે મજબૂત થાય ત્યાંસુધી જરા વધારેવાર ઉંઘ. જો બાળક થોડી વધારેવાર ઉં        પણ જરૂર ઉડી જશે–દોડી જશે.

## (૨) અપ્સરાઓનું ગાન–ગાયન.

ચંદ્રમાની પાસે અમે રમત ગમત કરીએ છીએ. જ્યારે રાત પડે ત્યારે અમારો દિવસ શરૂ થાય છે. જ્યારે અમે નાચ કરીએ છીએ ત્યારે ઝાકળ પડે છે. (અમે) બધી નાની અપ્સરાઓ નાચીએ કુદીએ છીએ. બબ્બે અને ત્રણ ત્રણના જોડકામાં પાંખવાળા ભમરાની માફક અમે ધામેથી આમતેમ જઇએ છીએ અને આમતેમ જઇએ–ફરીએ–છીએ.

## (૩) પ્રજાનું બળ.

૧. સોનું નહિ, પણ માણુસોજ–માણુસો કે જે સત્ય અને સ્વમાનની ખાતર દૃઢતાથી ઉભા રહે છે અને લાંબા વખત સુધી (દુ:ખો) સહન કરે છે તે–કોઇપણ પ્રજાને મહાન અને બળવાન બનાવી શકે છે.

૨. જ્યારે બીજાઓ ઉંઘતા હોય ત્યારે જે બહાદુર પુરૂષો કામ કરે છે, જ્યારે બીજાઓ નાસી જાય ત્યારે જેઓ હામ ભીડે છે–તેઓ કોઇપણ પ્રજાના થાંભલા ઉંડા નાખે છે, અને તેમને આકાશ સુધી ઉંચે લઇ જાય છે (તેઓ કોઇપણ પ્રજાને સંગીન પાયાપર મૂકે છે, અને તેની કીર્તિ બધે ફેલાવે છે).

## (૪) વરસાદ.

૧. જ્યારે વરસાદ વાદળાવાળા આકાશમાંથી પડે છે ત્યારે તે શું કહે છે તે તમે સાંભળો છો? તે એક ગાયન ગાય છે અને એક વાર્તા કહે છે. તમે જો યત્ન કરો તો તમે તે સાંભળી શકો.

૨. "તરસ્યા ફૂલોને માટે, (તાપથી) સેકાઇ ગયેલી અને સુકી બનેલી જમીનને માટે હું ટીપાં લાવું છું. જ્યારે હું વાદળાવાળા આકાશમાંથી ઉડું છું-જતો રહું છું-ત્યારે હું નદીઓ, નાળાં અને સમુદ્રને ખવડાવું છુ-પાણી પુરૂં પાડું છું.

૩. "રસ્તાઓ અને મહોલ્લા હું ધોઇને તદ્દન સાફ કરૂં છું, વળી તમારે સવારે નહાવા સારૂ હું તળાવો ને ટાંકીઓ ભરૂં છું-તેથી તમે બહુજ સારી રીતે જુઓ છો કે મારે પુષ્કળ કામ કરવાનું છે.

૪. "તેથી જ્યારે વરસાદ પડે અને તમે બહાર જઇ શકો નહિ, અને બબડવા માંડો ત્યારે-વિચાર કરો! કે વરસાદ ભલું કરે છે, અને તે માત્ર એટલા માટે પડે છે કે ફૂલો અને તમે (તે પાણી) પીઓ."

## (૫) હું શા માટે જીવું છું.

જેઓ મને ચાહે છે તેમને માટે, જેઓનાં હૃદય દયાળુ અને સાચા છે તેમને માટે, મારા ઉપર ઉંચે જે સ્વર્ગ હસે છે-પ્રકાશે છે-અને વળી મારા આત્માની રાહ જુએ છે તે સ્વર્ગને માટે, મનુષ્યો સાથેના જે સંબંધોથી હું બંધાયો છું તે બધા સંબંધો માટે, ઇશ્વરે મને સોંપેલા કામ માટે, મારી પછવાડે મૂકેલી (મારે માટે બાંધેલી) મોટી આશાઓ માટે, અને જે ભલું હું કરી શકું તે માટે, હું જીવું છું.

## (૬) "હું યત્ન કરીશ" અને "હું (કરી) શકીશ નહિ."

૧. જે નાનો છોકરો કહે છે કે "હું યત્ન કરીશ" તે નાનો છોકરો ટેકરીની ટોચપર ચઢશે. જે નાનો છોકરો કહે છે કે "હું (કરી) શકીશ નહિ" તે છોકરો તળેટીએ અટકશે.

૨. "હું યત્ન કરીશ" એમ કહેનાર દરરોજ મહાન કામો કરે છે. 'હું (કરી) શકીશ નહિ" એમ કહેનારથી કંઇ થતું નથી. ત્યારે "હું યત્ન

કરીશ" એમ તમે ખચિત કહેજો, અને "હું (કરી) શકીશ નહિ" એ શબ્દોને એકલા રહેવા દો-"હું (કરી) શકીશ નહિ"એવા શબ્દો બોલો નહિ.

## (૭) ઈશ્વરે તેમને બધાંને બનાવ્યાં.

૧. બધી પ્રકાશિત અને સુંદર ચીજો, નાનાં અને મોટાં બધાં જીવો, ડહાપણભરેલી અને આશ્ચર્ય પમાડે તેવી બધી ચીજો, ભલા ઇશ્વરે તે બધાંને બનાવ્યાં.

૨. જે નાનું ફૂલ ઉઘડે છે તે દરેક, જે નાનું પક્ષી ગાય છે તે દરેક, તેમના ચળકતા રંગો તેણે બનાવ્યા, તેમની નાની પાંખો તેણે બનાવી.

૩. જાંબુડા રંગના શિખરવાળો પર્વત, વહેતી નદી, સવાર અને સૂર્યાસ્ત (સૂર્યોદય અને સૂર્યાસ્ત) જે આકાશને અજવાળું આપે છે,

૪. જંગલમાંનાં મોટાં ઝાડ, ઉનાળાનો આનંદ આપે તેવો સૂર્ય, બગીચામાંનાં પાકાં ફળો, એ દરેકને તેણે બનાવ્યાં.

૫. તેમને જોવાને તેણે આપણને આંખો આપી, અને તેણે આપણને હોઠ આપ્યા (મ્હોં આપ્યું) કે જેથી જે સર્વશકિતમાન પ્રભુએ બધી ચીજો સારી બનાવી છે તે પ્રભુ કેટલો મોટો છે તે આપણે કહીએ-કહી શકીએ.

## (૮) પ્રભુ, રાજાને બચાવ (રાજાનું રક્ષણ કર.)

૧. હે પ્રભુ, તું અમારા કૃપાળુ રાજાનું રક્ષણ કર; અમારા ઉદાર મનના રાજા ઘણું જીવો; પ્રભુ, રાજાનું રક્ષણ કર! અમારાપર લાંબો વખત રાજ્ય કરવાને તું એમને ફતેહમંદ, સુખી અને કીર્તિવાન (બનાવીને) મોકલ: પ્રભુ, રાજાનું રક્ષણ કર!

૨. તારા ભંડારમાંની ઉત્તમ ચીજો તેને છૂટથી આપવાની તું મહેરબાની કર; તે લાંબો વખત રાજ્ય કરો; તે અમારા કાયદાનું રક્ષણ કરો, ને તે એવી સારી રીતે રાજ્ય કરો કે "પ્રભુ, રાજાનું રક્ષણ કર" એમ ખરા મનથી તેમજ વચનથી હંમેશાં ગાવાનું અમને કારણ મળે.

સમાપ્ત.

# નોટીસ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે મી. કરસનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

| | | |
|---|---|---|
| મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઇમર ભાગ બીજાના મીનીંગ | (તરજુમા સહીત) | ૦-૬-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૧લાના | ,, | ....૦-૮-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૨ ના | ,, | ....૦-૧૧-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૩ ના | ,, | ....૦-૧૩-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૪ ના | ,, | ....૧-૦-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૫ ના | ,, | ....૧-૪-૦ |
| સંસ્કૃત પ્રીમરની ગાઇડ ... | .... | ....૦-૧૨-૦ |
| નળાખ્યાન સટી૦ મોહીકૃત .... | .... | ....૧-૨-૦ |
| ધી મીડલ સ્કુલ એરિથમેટીક.... | .... | ...૧-૦-૦ |
| નેલસન રીડર્સ પ્રાઇમરના મીનીંગ (તરજુમા સહીત). | | ૦-૬-૦ |
| નેલસન રીડર્સ નં. ૧ના | .... | ....૦-૧૦-૦ |
| ,, ,, ૨ના | .... | ....૦-૧૩-૦ |
| ,, ,, ૩જા | .... | ....૧-૪-૦ |
| ,, ,, ૪થા | .... | ....૧-૪-૦ |
| ,, ,, ૫મા | .... | ....૧-૪-૦ |

એ શિવાય બીજી બધી શાળાપયોગી ચોપડીઓ મળશે. જથાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

---

Published by–Balubhai Karsandas Narandas
Book-seller, Nanavat—SURAT.
Printed by–Narayanrao Laxmanrao Nikum at the
SHANKER P. PRESS, Chawta Bridge–SURAT.